## લોહાણા ગ્રંથમાળાનું બીજું પુસ્તક

# "જીવનની જવાળાઓ"

### ભાગ ૨ જો

## ઝડપભેર તૈયાર થઈ રહ્યું છે

'લોહાણા સમાચાર' પત્રના ગ્રાહકોને તે બીજું પુસ્તક પણ ભેટ આપવામાં આવશે. અને તે પુસ્તકમાં પ્રગતિશિલ લોહાણા જ્ઞાતિભાઇઓનો પરિચય વિભાગ રાખવામાં આવ્યો છે જેમાં સંખ્યાબંધ જ્ઞાતિભાઈઓના ફોટાઓ સહિત પરિચય આપવામાં આવશે! તે સુંદર પુસ્તક મેળવવા આજેજ લોહાણા સમાચારના ગ્રાહક બનો! વાર્ષિક લવાજમ ગ્રંથમાળાના પુસ્તકો તેમજ પોસ્ટ ખર્ચ સાથે માત્ર રૂ. ૨-૦-૦ આજેજ ગ્રાહક બનવા લખો યા મળો.

## લોહાણા સાહિત્ય મંદિર

ખાડિઆ ગોલવાડ **અમદાવાદ.**

તા. ક. જીવનની જવાળાઓ નામના આ પુસ્તકના પહેલા ભાગમાંજ લોહાણા જ્ઞાતિ ભાઈઓનો પરિચય વિભાગ રાખવાની અમારી ઉમેદ હતી. પરંતુ અનિવાર્ય કારણોને લઈ કેટલાક દેશ-પરદેશ વસતા જ્ઞાતિભાઇઓના પરિચય-લખાણો અમને મળતાં વિલંબ થએલો હોવાથી આ પુસ્તકના બીજા ભાગમાં તે પ્રસિદ્ધ કરવાનું રાખ્યું છે. વાંચક મિત્રો અને લોહાણા સમાચારના ગ્રાહકોને આ જીવનની જવાળાઓ નામના પુસ્તકનો બીજો ભાગ પ્રસિદ્ધ થતાં મોકલી આપીશું!

લોહાણા ગ્રંથમાળા — પુસ્તક પહેલું

# જીવનની જવાળાઓ

(સામાજીક ઘડતર કથા)

[ લોહાણા સમાચારના ગ્રાહકોને ભેટ ]



લેખકઃ શ્રી. રુદ્રદર્પ



-પ્રકાશક-

કાન્તિલાલ ડી. ઠક્કર

સંપાદક લોહાણા ગ્રંથમાળા

**લોહાણા સાહિત્ય મંદિર**

અમદાવાદ.

સં. ૧૯૯૭ પ્રથમાવૃત્તિ સને ૧૯૪૧

મૂલ્ય આઠ આના

# પ્રકાશકનું નિવેદન

**લોહાણા ગ્રંથમાળાનું** આ પ્રથમ પુસ્તક આજે લોહાણા જનતા સમક્ષ મુકતા અમો હર્ષ અનુભવીએ છીએ; અમારા સતત પ્રયાસો પછી અમારા કાર્યમાંથીજ સફળતાની આશા રાખતા આગળ પ્રગતિ સાધવાના પ્રયત્નો કરી શકયા છીએ.

**લોહાણા ગ્રંથમાળા** શરૂ કરવાની અમારી મુરાદ તો વર્ષો પહેલાંની હતી અને આ પુસ્તકનું છાપકામ પણ વર્ષો પહેલાનું શરૂ થએલું હતુ, જેમ જેમ અમારા કાર્યમાંથી અમો નિવૃત્ત થતા ગયા તેમ તેમ આ પુસ્તકની નકલોનું છાપ-કામ આગળ ચલાવતા ગયા આજે વર્ષો પછી અમો એનો એક ભાગ લોહાણા જનતા સમક્ષ મુકી શકયા છીએ એ અમારી સફળતાનું ચિન્હ છે. ધારવા કરતા પુસ્તક ઘણુંજ મોડું પ્રસિદ્ધ થઇ શકયું છે એનું કારણ માત્ર અમારી આર્થિક મુશ્કેલીઓનું હતું, આજના મહાયુદ્ધના લીધે પુસ્તકને લગતી સામગ્રીઓની સજ્જડ મોંઘવારી હોવા છતાં; કાગળ-સ્ટેશનરીના અનહદ વધી ગએલા ભાવમાંય અમો અમારા કાર્યને વળગી રહી લોહાણા ગ્રંથમાળાને વિકસાવવા પ્રયત્નો કરી રહ્યા છીએ-અને કરીશું-લોહાણા જનતા અમારા કાર્યમાં કાંઇક ફાળો આપશે તો અમારા શ્રમને સાર્થક માનીશું.

**લોહાણા સાહિત્ય મંદિર** તરફથી અમોએ શરૂ કરેલ લોહાણા ગ્રંથમાળાના બધા પ્રકાશનો સમાજપર અસર કરતાં રહેશે એટલે કે સામાજીક દૃષ્ટિએજ લખાએલાં હશે. લોહાણા જનતાને અમારી અપીલ છે કે અમારા આ કામને એટલે લોહાણા સાહિત્ય મંદિરને બનતો સાથ અને સહકાર આપી એનું સાહિત્ય ( પુસ્તકો ) ખરીદી અમારા કાર્યને વધુ ઉત્સાહજનક બનાવશે એવી આશા સહ વીરામીએ છીએ.

| | |
|---|---|
| **અમદાવાદ** | **કાન્તિલાલ ડી. ઠક્કર.** |
| **શ્રાવણ ૧૯૯૭.** | સંચાલક લોહાણા સાહિત્ય મંદિર. |

# બે બોલ

આ કથા કોઈની આત્મકથા નથી. ગુજરાતી સાહિત્યમાં નવલકથાનો જે આદર્શ સ્વીકારાયો છે તે દૃષ્ટિએ આ નવલકથા પણ નથી. પણ એમાં બંનેનું મિશ્રણ હોવાનો સંભવ છે. આત્મકથા એટલે? લેખકને પોતાના જીવનપ્રસંગોની જેવી અને જે ભાવમાં સ્મૃતિ રહી હોય, તેવું અને તે ભાવથી તેમનું વર્ણન કરવું એ આત્મકથાનો પ્રકાર છે. પણ, સ્મૃતિમાં શું કલ્પના નથી હોતી? મનુષ્ય પોતાની કલ્પનાદ્વારા જ પોતાની સ્મૃતિને રસમય કે નીરસ કરી મૂકે છે. પતિ–પત્ની, મિત્ર–મિત્ર, પિતા–પુત્ર કે મા–દીકરી વચ્ચેના એવા ઘણા પ્રસંગો મારા જોવામાં આવ્યા છે કે જેમાં તે પ્રસંગોની છાપ, તેમનું મહત્ત્વ, તેમનાં સૂક્ષ્મ ભાવો એટલું જ નહિ, પણ તેમને બીજા પ્રસંગોથી જુદા પાડી ઓળખાવનારા તેમના સ્થૂળ અંગોના વર્ણનમાં પણ દરેકની દૃષ્ટિએ એટલો મોટો ભેદ જોવામાં આવે છે કે કોઈને પણ આશ્ચર્ય થયા વિના ન રહે.

અને નવલકથાઓ કેમ લખાય છે તેની તો મને ખબર પણ નથી. નવલકથામાં લેખક જો પોતાના વિચારોનો જીવન સાથેનો સંબંધ, સર્જકની પીંછી વાપરી ચીતરવાનો પ્રયત્ન કરતો હોય અને પોતાના કલ્પનાના ચિત્રદ્વારા એ વિચારોની અસર, તેમનું ઊંડાણ, જીવનના જુદાજુદા ક્ષેત્રમાં પડતો તેમનો પડઘો અને તેમની મર્યાદા તથા સ્થૂળ સૃષ્ટિની પેલેપાર જે અનુભવની સૃષ્ટિ છે તેમાં ડોકિયું કરવા પ્રેરણા આપવાની તેમની શક્તિની પણ પોતાના વાચકને તે ઝાંખી કરાવવા ઇચ્છે તો એ શું એના વિચારોની તે કાળપૂરતી ઘડતર કથા એટલે કે એની પોતાની જ આત્મકથા નથી? તમે વધારે મહત્ત્વ કોને આપશો? એ વિચારોની આત્મ-

કથાને કે જીવનના સ્થૂળ પ્રસંગોના વર્ણનની આત્મકથાને? આપણે જો કલ્પનાને ખોટી કહીશું તો દુનિયામાં કશું જ રહેવાનું નથી. પેલો જૂનો જનક વિદેહનો પ્રશ્ન જ આપણી સામે આવીને ઉભો રહે છે કે આ સાચું કે તે સાચું? અને કદાચ આ બાબતમાં જવાબ પણ અષ્ટાવક્ર મુનિની માફક જ આપવો પડશે કે 'આ ને તે બન્ને સાચાં! સ્થૂળ જીવન એ સૂક્ષ્મ જીવનનો પડઘો છે અને સૂક્ષ્મ જીવન ઉપર સ્થૂળ જીવનની અસર થાય છે અને છતાં ખરું જોઈએ તો મનુષ્યનું ઘડતર તેના વિચારોના ઘડતર ઉપર જ આધાર રાખે છે. વિચારોનું ઘડતર બંધ થયું હોય તો કેવળ બાહ્યાચાર ઉપર જ આધાર રાખતું જીવન બંધનકર્તા થઈ પડે, અને તેથી જ સ્થૂળ ક્રિયા કરતાં સૂક્ષ્મ વિચારની ક્રિયાને મનુષ્ય વધારે મહત્ત્વ આપે છે. મનુષ્ય સમાજની ઘડતરકથા આખીય તેના સાહિત્યમાં નોંધાયેલી છે. મનુષ્યનો આચાર, તેના સમાજની રૂઢિ, ભૂતકાળના સમગ્ર અનુભવના પાયા ઉપર તેના વિચારથી રચાયેલાં હોય છે. તેનાં ધર્મશાસ્ત્રો, કળા, સાહિત્ય અને સંગીતમાં ભૂતકાળના સમસ્ત વિચારો અને કલ્પનાના પડઘા હોય છે.

પાણીમાંના સૂક્ષ્માતિસૂક્ષ્મ ( Amaeba ) જીવાણુમાં પણ ચેતનશક્તિ કુદરતની પ્રતિકૂળતાને જીતીને તેને પેલે પાર જવાને તેને પ્રેરણા આપે છે અને તેમાંથી તેનો વિકાસ થતાં થતાં અતિ અદ્દ્ભુત અને જાતજાતનાં પ્રાણીઓથી ભરેલી સૃષ્ટિ જેમાં મનુષ્ય-પ્રાણી સૌથી શ્રેષ્ઠ છે, તે રચાઈ છે. એ ચેતનશક્તિનું ઈશ્વરપણું એમાં જ છે કે તે બધી કુદરત ઉપર પ્રભુત્વ મેળવી તેની યે પેલી પાર જવા ઇચ્છે છે. મનુષ્ય આ સિદ્ધાંતને સમજ્યો છે, કેમકે તેને બુદ્ધિ મળી છે. એ બુદ્ધિને પ્રભાવે કુદરત ઉપર જીત મેળવવાનું તેને સારુ સહેલું થઈ પડયું છે અને તેથી જ્યારે રૂઢિ અને શાસ્ત્રો ચેતનની આ પ્રેરણાની આડે આવે છે અને તેથી મનુષ્ય પોતાની વિચારશક્તિ ખોઈને પોતાના પૂર્વજોની પણ જો

વિચારની ગુલામી પણ સેવવા માંડે તો તેનું પરિણામ ઘણું ભયંકર આવે. આપણી આજની ગુલામીનું મૂળ આમાં તો નહિ હોય ?

આજનો આપણો સમાજ અનેક મુંઝવણો અનુભવે છે. યુવકોની મૂંઝવણ, વૃદ્ધોની મૂંઝવણ, સ્ત્રીઓની મૂંઝવણ, પૂરુષોની મૂંઝવણ, ગરીબની મૂંઝવણ તેમ ધનિકોની મૂંઝવણ; એમ બધાય મૂંઝવણમાં છે. આપણી મૂંઝવણો આપણે સમજીએ અને તે દૂર કરવા સારુ સ્વતંત્રપણે વિચાર કરતા થઈએ અને આપણા પૂર્વજોના કે આપણી સમકાલીન પાશ્ચાત્ય પ્રજાના વિચારોની ગુલામીમાંથી પણ મુક્ત થઈએ એમાં જ મને તો નવયુગના કે નવી પ્રજાના આરંભના મંડાણ મંડાતા હોય એમ લાગે.

— રુદ્રદર્પ



" I have looked upon passions, such as love, hatred, anger, envy, ambition, pity, and other perturbations of the mind, not in the light of voices of human nature, but as properties, just as pertinent to it, as are heat, cold, storm thunder and the like to the nature of the atmosphere, which phenomena, though inconvenient, are necessary, and have fixed causes, by means of which we endeavour to understand their nature; and the mind has just as much pleasure in veiwing them aright as in knowing such things as flatter the senses. "

— **Spinoza.**

# પરિચય

આ કથા કહેવી એવો મેં નિશ્ચય તો કર્યો પણ તેનો આરંભ કેમ કરવો એ અતિ મહત્વનો પ્રશ્ન છે. આ રેડિયો અને વિમાનોના જમાનામાં ગતિનું મહત્ત્વ ઘણું વધી ગયું છે અને તેણે મનુષ્ય-જીવનના પ્રત્યેક અંગ ઉપર આક્રમણ કર્યું છે. જીવનની આખી દૃષ્ટિ જ બદલાઈ ગઈ છે એટલે કે તે પણ ગતિમય થઈ ગઈ છે. જીવનના અનેક ચિત્રો, પ્રસંગો, અને તેને અંગે ઉદ્ભવેલા જૂના કે નવા વિચારો બધા સ્મૃતિપટ ઉપરથી સિનેમાની ઝડપે પસાર થાય છે અને તે માણસને પોતાને જ આંજી નાંખે છે. બ્રહ્માની માફક તે પોતાની કૃતિના * એ કાલ્પનિક સૌન્દર્ય ઉપર મુગ્ધ પણ થાય છે; પણ જ્યારે એક વિચારને કે જીવનના એક ચિત્ર કે પ્રસંગને ધારીને જોવાનો તે પ્રયત્ન કરે છે, તેનું વિશ્લેષણ કરી તેનું સૌન્દર્ય સમજવાનો કે અનુભવવાનો પ્રયત્ન કરે છે ત્યારે જેમ ધુમાડાના બાચકા ભરતા હોય તેમ નિરાશ થવું પડે છે.

મનુષ્ય પોતાનો સર્જક છે. એ સર્જકપણામાં જ એનું જીવન રહેલું છે, એનો જીવનનો વિકાસ પણ તેમાં જ સમાયેલો છે. પોતાની કૃતિના કાલ્પનિક કે સાચા ગમે તેવા પણ સૌંદર્ય ઉપર

* ભગવતી સરસ્વતીની ઉત્પત્તિ અને બ્રહ્માનું તેમના પર મુગ્ધ થવું એ કથા તો બધાને યાદ હશે જ.

મુગ્ધ થવું એજ કદાચ મનુષ્યના વિકાસમાં મોટામાં મોટું વિઘ્ન હોવું જોઈએ.

મનુષ્યના જીવનમાં અનેક સંસ્કારો હોય છે. પણ એ બધાયે સંસ્કારોનું વ્યક્તિત્વ કંઈ કાયમ નથી રહેતું. માણસના ચારિત્ર્યના ઘડતરમાં એ સંસ્કારો પોતાનું વ્યક્તિત્વ ગુમાવી દે છે અને તેમાંજ એ સંસ્કારોનું ખરું મૂલ્ય રહેલું છે. પ્રચલિત માન્યતા પ્રમાણે કેવળ પૂર્વજન્મના સંસ્કારોને માટે જ આ ખરું છે એમ નથી. પૂર્વજન્મના સંસ્કારોનું વ્યક્તિત્વ કાયમ રહે તો અનર્થ જ થાય. પરંતુ આ જન્મના સંસ્કારો માટે પણ એજ નિયમ લાગૂ પડે છે અને આજના અત્યંત ગતિશીલ જમાનામાં તો વિશેષ કરીને. વળી તે વ્યક્તિ અને રાષ્ટ્ર બંનેને સમાન રૂપે લાગૂ પડે છે. ભારતવર્ષ પોતાના જૂના સંસ્કારોના વ્યક્તિત્વને વળગી રહ્યું છે તેથીજ તો તે આજે ગુલામીમાં સબડી રહ્યું છે. સંસ્કારો બીજરૂપે રહીને તે ફાલવા અને ફૂલવા જોઈએ, પણ તેનું તે જૂનું રૂપજ જો કાયમ રાખવામાં આવે તો તે સંસ્કારોની કશી જ કિંમત નથી રહેતી. બાળપણના સંસ્કારોનું વ્યક્તિત્વ કાયમ રાખવા સારુ બાળપણમાંજ હમેશાં રહેવું પડે, પણ તેવી કોઈ ઇચ્છા ન કરે. અને છતાં આજની દષ્ટિએ એ જૂના બાળપણના સંસ્કારો આછાં અધૂરાં કલ્પવામાં પણ એક પ્રકારનો આનંદ રહેલો છે અને કેટલાક પ્રસંગોએ તો જીવન ઉપર તેની એટલી ઊંડી છાપ પડેલી હોય છે કે તેનું સ્મરણ હંમેશા રહે છે.

( ૨ )

શરદપૂનમની રાત હતી. ભગવાન શીતરશ્મિ સોળે કળાએ ખીલી રહ્યા હતા. શુભ્ર ચાંદનીના શીતળ પ્રભાવથી સ્ત્રી–પુરુષ બંનેના હૃદયમાં એક વિશેષ પ્રકારનો આનંદ ઊર્મિરૂપે ઉછળી રહ્યો હતો. ૧૫–૧૬ વર્ષની કિશોર વયનો હું પણ એ આનંદ અનુભવતો અનેક પ્રકારની કલ્પનાના ઘોડા દોડાવતો આસપાસનું ભાન ભૂલી

મારા નાના ઘરના ઓટલા ઉપર બેઠો હતો. વાડામાં એક કથરોટમાં દૂધ લઈ તેમાં સુધાંશુમાંથી ઝરતી સુધા જેટલી બને તેટલી ઝીલી લેવાનો પ્રયત્ન કરતી માતા તરફ ક્વચિત ધ્યાન જતું તો ક્વચિત મારાં ઘરડાં મામીએ કહેલી વાતમાંના એક ભાગ્યશાળી વણિકને એક હંસ એક રાતમાં તેને ઘેર પહોંચાડી તેની પત્ની સાથે સમાગમ કરાવે છે અને પાછો સવાર પહેલાં તેને તેના વહાણ પર પહોંચાડી દે છે એવા એક પ્રસંગનું સ્મરણ થતાં કોઈ હંસ જાણે મારી પાસે આવીને ઊભો ન હોય એવું ભાન થવા લાગતું, અને ઉત્કંઠામિશ્રિત કંઈ અજબ આહ્લાદ અનુભવવામાં મન પરોવાઈ જતું.

સામેના ચોગાનમાં આખા વાતાવરણમાં રસપ્રવાહ રેલતી સુંદરીઓની મસ્ત કલકંઠધ્વનિ ગરબા કે રાસમાં ગૂંજી રહી હતી અને પાસે જ થોડી દૂર મારા એક દૂરના કાકા જેમને પૂર્ણિમાને દિવસે ખાસ સાચવવા પડતા તેમનો પાગલપણાનો વિસંવાદી પ્રલાપ બીજી તરફથી આવીને કંઈક સૂગ અને ભય પ્રેરે એ રીતે હૃદય સાથે અથડાયે જતો હોય એવો ન ગમે એવો કંઈક અનુભવ પણ થતો હતો.

પૂર્ણિમાને દિવસે સમુદ્ર જે સદા ગંભીર ગણાય છે તે પણ જ્યાં માઝા મૂકતો હોય એવું ભાન કરાવે છે ત્યાં મનુષ્યસૃષ્ટિનું તો પૂછવું જ શું? પણ આ રજનીનાથ આકાશમાં આટલા દૂર રહ્યા છતાં પણ બધાને સરખી દૃષ્ટિએ જોઈ નથી શકતા. કમલિનિ એને જોઈને બીડાઈ જાય છે, કુમુદિની ખીલી ઊઠે છે. અને મનુષ્યના મન ઉપર પણ એ અજબ જાદુઈ અસર કરે છે. પૂર્ણિમાના ચંદ્રને જોઈને કોઈ પ્રેમઘેલીનો હરખ તેના અણુએ અણુએ રેલાઈ રહે છે જ્યારે વિરહિણીને રોમેરોમે જ્વાળાઓ ઊઠતી હોય છે. પરંતુ મારા પાગલ કાકાને જોઈનેજ ચંદ્રના મનુષ્ય હૃદય પરના ખરા અધિકારની કલ્પના મને પ્રથમ થઈ. અને ત્યારથી મેં મારા મન ઉપર પણ તેની જે અસર થાય તેની પરીક્ષા કરવાનો વિફળ પ્રયત્ન કર્યો છે. એમાં

કલ્પના મારી જોઈએ તેવી મદદ નહોતી કરતી. જ્યારે કલ્પના કામ કરતી હોય ત્યારે મનના પરિણામો સમજાતાં નહોતાં. અને મન ઉપર કંઈ ન સમજાય એવી અસર થયાનું ભાન થતું ત્યારે કલ્પના વશમાં નહોતી રહેતી કે જેથી તેની પરીક્ષા કરી શકાય.

તે દિવસે પણ મારા મનની એવી જ કંઈ સ્થિતિ હતી. સમસ્ત વાતાવરણમાં શરદપૂર્ણિમાનો એક પ્રકારની મસ્તી પ્રેરનારો નશો વ્યાપી રહ્યો હતો. કોઈ પણ પ્રકારના અણગમાની લાગણીને તે દિવસે હૃદયમાં સહેજે સ્થાન મળી શકે એમ નહતું. આડે દિવસે જે પાગલ કાકાની વાણી સાંભળી હું કોઈ અનિશ્ચિત ભયની લાગણી અનુભવતો તેનો પ્રલાપ પણ આજે કોઈ કોઈ વખત એક ક્ષણિક અણગમાની લાગણી ઉત્પન્ન કરવા સિવાય બીજી કંઈ અસર પાડી શકે એમ નહતું. હૃદયનો સાગર હિલોળે ચડયો હતો. તે કોઈપણ વિજાતીય લાગણીને આજે શી રીતે સાંખે? ઔષધિઓના સ્વામી રજનીનાથે આખીય સૃષ્ટિને એવી ઔષધિનું પાન કરાવ્યું હતું કે પ્રાણિમાત્રને ચંદ્રદેવના કિરણો સાથે મળી આનંદથી રેલી રહેલી સૃષ્ટિમાં નિરવિશેષપણે ભળી જવાનું જ મન થાય.

તે દિવસે કલ્પનામાં ને કલ્પનામાં મને કેટલો વખત વીતી ગયો હશે તે આજે કોણ કહી શકે? તે વખતે મેં શું વિચારો કર્યા હશે, કલ્પનાના એ વાયુવેગી ઘોડા ઉપર બેસીને કયાં કયાં ફર્યો હઈશ, એની પણ અત્યારે તો શેની સ્મૃતિ હોય? એવું કંઈક સાંભળે છે કે વિચારમાં ને વિચારમાં તે દિવસે ઘણી રાત ગઈ હોવી જોઈએ. કલ્પનામાં ને કલ્પનામાં તે વખતની મારી દૃષ્ટિ પ્રમાણે મેં આખા વિશ્વની કદાચ સફર પણ પૂરી કરી હશે. પણ જ્યારે હું જાગ્યો ત્યારે મારી સામે મેં નહોતી કલ્પેલી એવી જ વસ્તુ મેં દીઠી. મારી સામે ટોળથી હસતી, કલ્પના પણ જેને ન ઘડી શકે એવી મધુરી પણ તેજસ્વી બાળાને જાણે જોઈ રહ્યો હોઉં એવું કંઈક મને ભાન થયું. પહેલાં તો મેં એને મારી કલ્પનાનું એક ચિત્ર હશે એમ માન્યું

એટલામાં એનું સહજ સુંદર અટ્ટહાસ્ય સાંભળ્યું અને મારો ભ્રમ દૂર થયો. એ બાળા ચૌદેક વર્ષની હશે. એનું નામ સુશીલા.

એ ઓળખાઈ જતાં એક ક્ષણને માટે મને એમ પણ થયું કે આ બાળા અત્યારે અહીં ક્યાંથી આવી. કિશોર અવસ્થામાં બાળકને તેની કલ્પના-વિહારમાંથી જાગ્રત કરવામાં આવે તો તેને ગમતું નથી, એવોજ કંઈ અણગમો સુશીલા તરફ તે વખતે મને થયો હશે. અથવા 'અતિપરિચયાદવજ્ઞા' જેવું કંઈ હશે. પણ તે અણગમો ક્ષણિક જ હતો. મેં પૂછ્યું: 'કોણ સુશીલા? તું અહીં ક્યાંથી? ગરબામાં નથી ગઈ?

તેણે મને સામો પ્રશ્ન કર્યો: "અને તું ક્યાં હતો? મેં હમણાં એક સરસ ગરબો ગવડાવ્યો. તેં ન સાંભળ્યો?"

મને તેની ગમ્મત કરવાનું મન થયું. મેં કહ્યું: 'તને વળી સારું ગાતાં જ ક્યાં આવડે છે કે તું ગરબો ગવડાવવાની હતી! નકામી ડીંગ ન હાંક. હું તો સમીસાંજનો અહીંજ બેઠો છું. પણ તારો ગરબો તો મને કંઈ સંભળાયોજ નહિ?'

'ત્યારે તો તેં કાને ડાટા દીધા હશે! અહીં બેઠોબેઠો તું શું કરતો હતો?'

'તે અમે અહીં તારો ગરબો સાંભળવા બેઠા હઈશું એમને? અમારે બીજું કંઇ કામ નહિ હોય ખરું!'

'હા, ભાઈ, તું બહુ કામગરો છે! પણ એવું તે શું કામ હતું કે આવો ભાનભૂલો થઇ ગયો હતો!'

'ગમે તે કામમાં હઇશું, તેમાં તારે શું? તારે હજી એકાદ ગરબો ગવડાવવાનો હશે. તું જા, તારી ત્યાં બધાં વાટ જોતાં હશે.'

સુશીલાનું મોઢું સહેજ લેવાઈ ગયું. અને તેની મારા હૃદય ઉપર પણ કંઈ અસર થઈ. હું નરમ પડ્યો. મેં પૂછ્યું! 'ગરબો છોડી કેમ આવતી રહી. ઘેર જાય છે?'

'બાએ આજે વહેલા આવવા કહ્યું હતું એટલે જાઉં છું. તને આમ સૂનમૂન જેવો અહીં બેઠેલો જોયો એટલે મને એમ થયું કે લાવ જોતી જાઉં કે તું શું કરે છે. પણ તું તો કંઈ સીધો જવાબજ નથી આપતો!'

'પણ હું શું જવાબ આપું! કંઈ હોય તો કહું ને?'

'ન કહેતો; હવે મારે તારો જવાબ જોઈતોયે નથી. તને જોયો ત્યારથી જ હું સમજી ગઈ છું કે તું શું કરે છે.'

'શું સમજી છે કહે જોઈએ?'

'હું શું કામ કહું? તું તો સીધી વાત પણ નથી કરતો અને મારી પાસે વાત કઢાવવા માગે છે! હું કંઈ એવી ભોળી નથી.'

'તું શું કહેવાની હતી! કંઈ જાણતી હોય તો કહે ને?'

'એમ, જો કહું ત્યારે?'

'કહે જોઈએ?'

'મારી સાથે મારા ઘર સુધી આવે તો કહું?'

'તું એકલી જ જા. હું તો કંઈ આવતો નથી. તું નકામા બહાના કાઢે છે.'

'એમ નથી આવવું? ઠીક, પછી કાલે જોજે તારી વાત. હું તરલાને બધું કહી દઈશ. (તરલા મારી બ્હેનનું નામ)

હું ત્યાં બેઠોબેઠો શું કરતો હતો તે હું જાણતો હતો તેમાં મારે કશું જ શરમાવા જેવું નહતું. પણ સુશીલા ટીખળી હતી અને તેને વાત પણ સરસ રીતે ઉપજાવી કાઢતાં આવડતી. અને કિશોરમાનસ પણ કંઈ અજબ વસ્તુ છે. તેમાં જીજ્ઞાસા પુષ્કળ ભરેલી હોય છે. એ જીજ્ઞાસાવૃત્તિ જરામાં એટલી પ્રબળ થઈ ઊઠે છે કે તે તેને ભાનભૂલો કરી મૂકે છે, એટલે સુધી કે તેને પોતાનામાં પણ અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. એ જીજ્ઞાસા બધી બાબતોનો

વિચાર કરી તેનું તારતમ્ય કાઢીને તેમાંથી ગ્રહણ કરવા જેવી વસ્તુને જ હમેશા ગ્રહણ કરનારી નથી હોતી. ઘણી વખત તો તમે એને જેવો ઘૂંટડો પાઓ તેવો જ તે ગળી જવાની. તેની તરસ એટલી બધી પ્રબળ હોય છે કે તે સહેજે શાંત નથી કરી શકાતી. મને સુશીલા તરલાને શું કહેશે તે જાણવાની ઇચ્છા થઈ આવી. પણ સુશીલાએ તો ચાલવા માંડયું હતું. હું તેની પાછળ જવા ઊઠયો. તેને કહ્યું 'ઊભી રહે, હું પણ આવું છું.' સુશીલાએ સ્મિત કરી કહ્યું. 'કેમ આવવું પડયું ને? બહુ માન માગતો હતો તે?

સુશીલાને ઘેર જવા સારુ મારા પાગલ કાકાના મકાન આગળ થઈને જવાનું હતું. સુશીલા સાધારણ રીતે તો બીએ એવી છોકરી નહતી પણ કાકા જ્યારે ખૂબ પ્રલાપે ચડયા હોય ત્યારે તેમનું હાસ્ય, અવાજો અને પ્રલાપ સાંભળી તેમના મકાન પાસેથી જતી વખતે મને પણ મનમાં બીકની સૂક્ષ્મ લાગણીનો અનુભવ થતો તો સુશીલાને બીક લાગે તેમાં નવાઈ શી? અને કદાચ તેથી જ સુશીલાએ મને સાથે લેવાની આ યુક્તિ રચી હતી.

કાકાનું ઘર આવતાં સુધી તો અમે કાંઈ પણ બોલ્યા નહિ. તેમનું ઘર આવ્યું ત્યારે ભયના સ્વાભાવિક પણ સૂક્ષ્મ આકર્ષણથી અમે એક બીજાની બહુજ નજીક આવી ગયાં. સુશીલાની સાડી લગભગ મારા અંગનો સ્પર્શ કરી રહી હતી. પણ અમને તે વખતે તેનું કંઈ ભાન નહતું. એકાદ સેકંડમાં તે ઘર વટાવ્યું કે તરત અમારા બંનેમાં સ્ફૂર્તિ આવી. મેં જ મૌનનો પ્રથમ ભંગ કર્યો. સુશીલાનું ઘર પાસે આવતું જતું હતું. હજી મારી જીજ્ઞાસા સંતોષાઈ નહોતી, એટલે મારે પહેલ કર્યા વગર છૂટકો નહોતો. મેં કહ્યું, 'સુશીલા, હવે કહે જોઈએ, તું મારે વિષે તરલાને શું કહેવાની હતી.'

'અમારે જે કહેવું હશે તે કહીશું' એમ કહી સુશીલા હસી પડી. હું ભોંઠો પડયો હોઉં એમ એકક્ષણ મને લાગ્યું પણ બીજી

જ ક્ષણે મેં તેને પૂછ્યું. 'પણ હું ત્યાં બેઠોબેઠો શું કરતો હતો? તેં શું જોયું?' મારા પ્રશ્નમાં સહેજ તીક્ષ્ણતા આવી હોય એમ તેને લાગ્યું. તેણે પોતાની હરણના જેવી દીર્ઘ આંખો એક ક્ષણ માટે મારા ઉપર ફેરવી બીજી જ ક્ષણે આછા સ્મિત સાથે જવાબ આપ્યો. 'તું ત્યાં બેઠોબેઠો ગાંડાની માફક કલ્પના કરતો હતો. બીજું શું કરતો હતો?'

'પણ શેની તે તું જાણે છે?'

'ના, તે હું શી રીતે જાણી શકું? કંઈ પરણવાનો વિચાર કરતો હઈશ બીજું શું?

હવે હસવાની વારી મારી હતી. મેં કહ્યું, 'જા જા, તને તો કંઈ અક્કલ જ નથી. એ તો તેં તારા મનનો જ વિચાર પ્રકટ કર્યો. હમણાં પરણવા કરવાના વિચાર તો તને આવવા જોઈએ. તારો વિવાહ થવાની વાત સંભળાય છે ખરુંને?'

સુશીલા શરમાઈ અને થોડી ચીડાઈ પણ ખરી. તેણે મારા સામું જોયું. તેની આંખોમાં કંઈ અજબ તેજ ચમકી રહ્યું હતું. મોઢું કંઈક લાલ રશિતારક્ત થયેલું હતું. તેણે કૃત્રિમ ક્રોધ કરીને કહ્યું. 'કેમ, બહુ બોલે છે કે?' અને તે સાથે જ તેણે નાજુક દાંડીના કમળનું ભાન કરાવે એવા પણ સશક્ત હાથનો મારા ગાલને સ્પર્શ કરાવ્યો અને કોણ જાણે કેમ તે દિવસે એકાએક મારું આખું શરીર ઝણઝણી ઊઠ્યું. વિજળીનો એક ઝીણો ચમકારો લાગે અને જેવું ભાન થાય છે તેવું જ કંઈ તે વખતે ભાન થયું અને મેં જોયું કે સુશીલા પણ એવી જ કોઈ અસરથી જ્યાં હતી ત્યાં જડાઈ ગયેલી હોય તેમ સ્થિર ઊભી હતી અને તેની નિર્નિમેષ દૃષ્ટિ મારા તરફ લાગેલી હતી. મને તે વખતે કશું ભાન હતું કે નહિ તે વિષે શંકા છે. પણ શરીરમાંની બધી જ શક્તિ જાણે નષ્ટ થઈ ગઈ હોય તેમ અંગોમાં એક પ્રકારની શિથિલતાનો તે ક્ષણે પણ અનુભવ થતો હતો. પણ આ સ્થિતિ

એક પળથી વધારે ન ટકી. તરત જ સૌજન્યે મને જાગ્રત કરી દીધો અને મેં જોયું કે સુશીલા પણ પોતાના ઘર તરફ એકશ્વાસે દોડી જતી હતી. મેં તે તરફ એક આતુર દૃષ્ટિ નાંખી પણ તરત જ તેને પાછી ફેરવી લીધી અને આ નવા અનુભવનો વિચાર કરતો કરતો ઘર તરફ વળ્યો.

# પ્રકરણ પહેલું

## અવનવા આંદોલનો

### (૧)

સુશીલા અમારા મહોલ્લાને બીજે છેડે રહેતી હતી છતાં રમવામાં અમે હમેશાં સાથેજ રમતાં. તે અટકચાળી હતી, અને મને પણ કંઇકને કંઇક ગમ્મત ગમતી એટલે અમારે બંનેને ખૂબ બનતું. કેટલીક વખત તો અમારી વચ્ચે સ્પર્ધા ચાલતી અને તે એટલે સુધી કે અમે એકબીજાના વિરોધી પણ બની જતાં. એની માતા અને મારી માતા વચ્ચે બહેનપણાં હતાં એટલે અવારનવાર એકબીજાને ત્યાં આવવાજવાનું પણ ઘણું થતું અને તેથી સુશીલા સાથેની મારી બાળમૈત્રી ખૂબ જામી ગઈ હતી. અમે સાથે તોફાન કરતાં અને વખત આવે લડતાં પણ એટલું જ. જ્યારે જ્યારે અમારી વચ્ચે કંઈ ઝઘડો થયો હોય ત્યારે એ પતાવવાનું કામ બંને માતાઓને ઘણું ભારે થઈ પડતું અને અમારો ઝઘડો તો જ્યારે પતવાનો હોય ત્યારે એની મેળે જ પતી જતો.

સુશીલા જેવી તેવી બાળા નહોતી. બધી રમતોમાં તે અમારી સાથે, છોકરાઓમાં બરાબર ભાગ લેતી અને તેમાં તે કદિ પાછળ પડી નથી. ઝાડ ઉપર ચડવું, તરવું, બધી કળા તે શીખી હતી.

ત્રણ ચાર વરસ પહેલાં મારા પિતાએ મને એક ફુટબોલ ખરીદી આપ્યો હતો અને અમે છોકરાંઓજ તે રમી શકીએ એવો કંઈ ખ્યાલ અમને બંધાઈ ગયો હતો તેથી કોઈપણ છોકરીનો તેને અડવાનો હક અમે કબૂલ્યો નહિ. મારી નાની બ્હેન પણ તેને અડી શકે નહિ. પણ સુશીલા એ કેમ સહન કરે? તેણે એક દિવસ ગમે તેમ કરીને મને મનાવી લીધો અને મારે તેને અમારી સાથે રમવામાં શામેલ કરવી પડી. કોઈ પણ છોકરીને અમારી ફુટબોલની રમતમાં દાખલ ન કરવી એવો અમારો નિયમ તો ભૂંસાઈ ગયો પણ તેનું મને રમતાંરમતાં ભાન થયું અને તેથી હું કંઈક ચીડાયો. સુશીલા એના પ્રયત્નમાં ફાવી એ પણ મારા બાળમાનસને કદાચ નહિ ગમ્યું હોય! એટલે મેં તેનું વેર લેવાનો નિશ્ચય કર્યો, સુશીલાને તાકીને ફુટબોલ ઉપર મેં મારું જોર કાઢવા માંડ્યું. બિચારી સુશીલા! પહેલવહેલીજ ફુટબોલની રમત રમવા આવેલી. તેને ઠીકઠીક વાગ્યું. તે અકળાઈ પણ ખરી. પણ સુશીલા હિંમત ન હારી. તે બીજે દિવસે તે વખતસર રમવામાં હાજર હતી અને ચાર પાંચ દિવસમાં તો તે રમવામાં અમારી સાથે બરાબર ઉભી શકે એટલી કુશળ પણ થઈ ગઈ.

સ્ત્રીદાક્ષિણ્યના હિમાયતીઓને રમતમાં સુશીલા પ્રત્યેનું મારું આવું વર્તન સહન નહિ થાય. પણ તે વખતે સ્ત્રીઓને જુદી જાતની ગણી તેમના પ્રત્યે સન્માન દેખાડવું જોઈએ એવું મને ભાન નહતું. તે વખતે મારી ઉંમરના બાળક મિત્રોની માફક જ હું તેને ગણતો હતો. સ્ત્રીપુરુષનો ભેદ જે સમાજમાં પ્રચલિત હતો તેની અસર કોકકોક વખત મારા મન ઉપર થતી. પણ તે હમેશાં ક્ષણજીવી રહેતી અને સુશીલા તરફનો મારો કંઈક પક્ષપાત પણ હશે. સુશીલાનો પક્ષ લઈને મારા ઘણા મિત્રો સાથે હું લડતો પણ ખરો. છતાં એ પક્ષપાતનું કારણ તેની જાતિ જુદી હતી એ હતું એવું કદિ મને નથી લાગ્યું. સુશીલા તો અમારી સાથે બરાબરીને

હાથે જ રમતી હતી. અમારામાંથી કોઈ કહેતું કે છોકરીઓ સાથે અમે નહિ રમીએ તો તેને માઠું લાગતું, એટલું જ નહિ તે તેને સારુ લડવા તૈયાર થઈ જતી. અહીંસુધી કે અમારી રમત અટકાવવા, ને ભાંગી પાડવાનો પ્રયત્ન કરવાનું પણ તે ન ચૂકતી.

(૨)

અને એવી એ સુશીલાના સ્પર્શે મને આ નવો અનુભવ કરાવ્યો. આ પહેલાં તેનો સ્પર્શ તો મને ઘણી વખત થયો હશે પણ કોઈ દિવસ આવો અનુભવ નહોતો થયો. તે વખતે સ્ત્રી-પુરુષના સંબંધની કલ્પના મને નહોતી એવું પણ કંઈ ન કહી શકાય. આપણે ત્યાંના વાતાવરણમાં એ સંબંધ વિષે જે અત્યંત ભેદભરમથી ભરપૂર આંદોલનો હોય છે તેમની મારા મન ઉપર પણ કંઈ અસર પડ્યા વિના કેમ રહે? અને કુટુંબના કે કુટુંબ સાથે અત્યંત નિકટનો સંબંધ રાખનારા જોડાંઓનો કંઈ વ્યવહાર પણ નજરમાં આવ્યો હશે! પરંતુ સુશીલા વિષેનું જાતિવિષયક આકર્ષણ મારા ઉપર કોઈ વખતે પણ આવો જાદૂ કરી જશે એવી મને જરાયે કલ્પના નહોતી.

સ્વાભાવિક રીતે સ્ત્રીઓ વિષે બાળમાનસ પણ કંઈક ઉદાર હોય છે. તેમનો શૃંગાર કંઈક વધારે પડતો હોય, ચાલચાલ વિશેષ ધ્યાન ખેંચે એવી હોય છતાં બાળકો તેમના તરફ કંઈ ખાસ ધ્યાન નથી આપતા; અથવા સ્ત્રીઓમાં સ્વભાવિક કળાનો જે વાસ છે તેને કારણે પણ આ બધું તેને સ્વભાવિક લાગતું હોય તો તે પણ સંભવ છે. પણ પુરુષની ચેષ્ટાઓ તેમનું તરત ધ્યાન ખેંચે છે. પુરુષની ચેષ્ટાઓમાં પશુતાનો આભાસ આવ્યા વિના નથી રહેતો એથી, કે કોણ જાણે કેમ, પણ બાળકો જ્યાં તેમને કંઈએ ભય રાખવાનું કારણ નથી હોતું ત્યાં એમને સહેજે જવા નથી દેતા. હું પણ આવી બાબતોમાં થોડો બદનામ હતો. પણ વિકારોની છાયા બાળકો ઉપર પણ પડ્યા વગર નથી રહેતી.

બાળકોમાં રહેલી ચેષ્ટાવૃત્તિ ગુહ્ય વાતાવરણમાંથી થોડું ઘણું સમજી તો લે છે જ, બાકીનું બાળક પોતે કલ્પી લે છે અને તે જ્ઞાનનો ઉપયોગ કરવાને પણ તેમાંનો મોટો ભાગ પ્રેરાય છે. તેમનું જ્ઞાન ઘણું અધૂરું હોય છે. કલ્પનાથી ઘડેલાં તેમના કેટલાંક ચિત્રોમાં ક્યાંક અતિશયોક્તિ તો ક્યાંક અલ્પોક્તિ હોવાનો ઘણો સંભવ છે, અને ઘણી વખત તો તે સાચા ચિત્રથી ઘણું દૂર જઈ પડેલું હોય છે.

સ્ત્રી પુરુષના સંબંધની પાછળ જે મહત્ત્વની જવાબદારી અને જીવનવિકાસનો મહામંત્ર રહેલો છે તેની તો તેમને શેની જ ખબર હોય! મોટે ભાગે તેમનું મન તે વખતે આખું જગત રમતમય હોય છે અને તેથી તેઓ આ બાબતને પણ રમતમય (!) કરી મૂકીને ગ્રહણ કરે તો તેમાં શું આશ્ચર્ય ? અને છતાં કોઈએ એ ન ભૂલવું જોઈએ કે બાળકો પોતે તો પોતાની રમતની બાબતોમાં ઘણા ગંભીર હોય છે અને તેથી તેઓ આવી બેહૂદરમતવાળી (!) બાબતમાં તો કંઈક અધિક ગંભીરતા બતાવતા જોવામાં આવે છે, જેને પરિણામે છોકરાછોકરીઓ બંનેને ઘણું વેઠવું પડે છે.

અને પુરુષ જ સ્ત્રીને લોભાવે છે કે તેનાપર આક્રમણ કરે છે એવું હમેશાં નથી હોતું. સ્ત્રીઓ પણ લોભાવવાનો કે આક્રમણ કરવાનો પ્રયત્ન કરે છે અને તેમાં તે વધારે સફળ થાય છે. સ્ત્રીઓનું વર્ચસ્વ આ બાબતમાં પણ સ્વીકાર્યા વગર આપણો છૂટકો નથી. ઘણા પ્રસંગોમાં તો સ્ત્રીઓ જ કદાચ પ્રથમ આકર્ષણ કરવાનો પ્રયત્ન કરતી હશે! તે પોતાના હાવભાવથી, પોતાની સૂક્ષ્મ કળામય ચેષ્ટાઓથી કે મધુરી અને મોહક વાણીથી પુરુષના કામાગ્નિને ફૂંકારવાનો પ્રયત્ન કરે છે ત્યારે જ કદાચ તે મોટું રૂપ ધારણ કરે છે અને પછી વિહ્વળ બનેલો પુરુષ પશુતા કરવા પ્રેરાય છે. સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ તેના પર બળાત્કાર થયો હોય એવા દાખલા ઘણા થોડા જ હોવા જોઈએ. અને છતાં વિપરીત મનોદશાવાળા સ્ત્રી-

પુરુષો તો બધા જ સમાજોમાં જોવા મળે છે. આપણી સમાજરચના એવી છે કે તેમાં આવા વિપરીત મનોદશાવાળા સ્ત્રીપુરુષોની સંખ્યા ઘણી મોટી જોવા મળે છે અને આવી જુદી મનોદશાવાળા પુરુષો જેઓ સ્ત્રીઓને અભડાવવામાં જ પુરુષાર્થ માને છે, તેઓ આપણો સમાજ—જે પુરુષો પ્રત્યે પક્ષપાતવાળો હોય છે—તેનો લાભ લઈ સ્ત્રીઓનું ઘણું અહિત કરી શકે છે. બળાત્કારના દાખલાઓ કદાચ હિન્દુસ્તાનમાં જ સૌથી વધારે થતા હશે. બિચારી સ્ત્રી! તે એકલી જતી હોય અને કોઈ પરાયો પુરુષ સામો મળે કે તેના હાથપગ શિથિલ થઈ જાય છે અને એ ગભરામણ જ એનો સૌથી મોટો શત્રુ થઈ પડે છે. એનું ખરૂં કારણ તો એ છે કે આપણા સ્ત્રી વિષેના પાવિત્ર્યના ખ્યાલે અને તેના ઉપર આપણા બાલકીલ્લકે, નાનપણથી એકબીજાના સંબંધમાં આવી સ્ત્રીપુરુષોનો જે સ્વાભાવિક વિકાસ થવો જોઈએ તે થતો અટકાવ્યો છે, અને તેથી આપણી સ્ત્રીઓમાં જેટલું જોઈએ તેટલું મનોબળ નથી કેળવાયું.

મારા જીવનમાં મારી કિશોર અવસ્થામાં સુશીલા જેવી એક નિડર કિશોર બાળા સાથેના સ્વાભાવિક અને પવિત્ર સંબંધથી મને ઘણો લાભ થયો. આજે પણ એ સંબંધનાં સંસ્મરણો મને ઘણી મદદ કરી રહ્યાં છે. સુશીલાની બાળમૈત્રી મને પ્રાપ્ત થઇ તેને સારુ મેં મારી જાતને હમેશાં ભાગ્યશાળી માની છે. પરંતુ અમારા સંબંધમાં એકબીજાને વિષે આવા જાતીય આકર્ષણનું ઉદ્ગમ ક્યાંથી થયું હશે તે કહેવું આજે પણ મારે સારુ કે સુશીલાને સારુ મુશ્કેલ છે.

સુશીલાનો બધો જ વ્યવહાર એવો સ્વાભાવિક અને નિસંકોચ હતો કે મેં તો શું મારા બાળમિત્રોમાંથી કોઈએ પણ કદાચ તેને વિષે જાતીય આકર્ષણનું આરોપણ નહિ કર્યું હોય. અને છતાં ઉપલો બનાવ સુશીલા અને મારી બન્નેની અજાયબી વચ્ચે અચાનક બની ગયો. તેથી અમે બંને મૂંઝાયાં. અને ત્યાર પછી તો તેની

અને મારી વચ્ચે સંકોચનો એટલો મોટો દુર્ગ ઊભો થયો કે અમારી મૂંઝવણ વધતી જ ગઈ.

તે દિવસોમાં સુશીલાના વિવાહની વાતો થતી હતી એ વાત સાચી. તેને અને આ બનાવને કંઈ લાગે વળગે છે કે કેમ તે તો હું કેમ કહી શકું? કોઈ માનસશાસ્ત્રના તત્ત્વજ્ઞ જ એનો ઉત્તર આપી શકે. પણ તે દિવસથી અમારી જૂની સુશીલા તો જાણે અદૃશ્ય જ થઈ ગઈ અને મારે માટે જે નવી સુશીલા ઉત્પન્ન થઈ તેના તો હું ઘણીવાર દર્શન પણ નહોતો કરી શકતો. તેની એક કલ્પનામૂર્તિ જરૂર મારા હૃદયમાં કોતરાઈ રહી. જે સુશીલા આખો દિવસ અમારી સાથે રમતમાં ગાળતી તે સુશીલામાં આટલું મોટું પરિવર્તન થાય અને તેના દર્શન પણ મને દુર્લભ થાય એ મને અસહ્ય લાગતું હતું. સુશીલા હવે બનતા સુધી ઘરમાંથી બહાર જ નહોતી નીકળતી અને તેના ઘર આગળ થઈને જવાને મારો પગ પણ નહોતો ઉપડતો.

પણ કાળચક્ર તો પોતાનું કામ કર્યે જ જાય છે. થોડા જ દિવસમાં સુશીલાના લગ્ન લેવાયાં અને તેમાં એક મિત્ર અને ભાઈ તરીકે મારે પણ ભાગ લેવો પડયો. સુશીલા ત્યારે ઘણી વખત મારા તરફ જોઈ સ્મિત કરતી અને હું એને ચિડવવાનો પ્રયત્ન કરતો અને છતાં અમે બન્ને પેલી શરદપૂનમની રાતને ભૂલવાનો પ્રયત્ન કરતાં હતાં એ એક બીજાના ધ્યાનમાં આવ્યા વગર ન રહ્યું. સાધારણ રીતે અમારામાં કન્યાને લગ્ન પછી તરત સાસરે વળાવવામાં નથી આવતી. પણ સુશીલા વયમાં મોટી ગણાતી કન્યા હતી અને તેના સાસુ માંદા રહેતાં હતાં એટલે તેમને માણસની જરૂર હોવાથી તેને લગ્ન પછી થોડા જ દિવસમાં સાસરે વળાવવામાં આવી!

## (૩)

મારી ઉંમરના છોકરાઓમાં હું બહુ રમતિયાળ ગણાતો. માતા હમેશાં કહેતી: 'રુદ્ર હવે તો સમજ. આખો દિવસ રમતમાં શું ગાળે છે? તું હવે મોટો થયો. તારા પિતા તો તારી ઉંમરના થયા

ત્યારે કમાવાની ચિંતામાં પડેલા.' માતાની આ શિખામણની મારા પર કશી અસર થતી નહિ. પણ સુશીલાના અલ્પ પણ ચમત્કારિક સ્પર્શે મારા મન ઉપર જે અસર કરી તેને પરિણામે મારી દશા બદલાઈ ગઈ. રમવામાં મારૂં ચિત્ત લાગતું નહિ. મિત્રો આવતા તેમની સાથે રમવા જતો, પણ તેમાં કંઈ રસ પડતો નહિ. હું ગંભીર બનતો ગયો. ઘણી વખત કલાકોના કલાક વિચારમાં ગાળતો. મારામાં આવું પરિવર્તન થયેલું જોઈને મારા મિત્રો તથા કુટુંબીઓ બધાને આશ્ચર્ય થયું, અને માતાને ચિંતા થવા લાગી. તેના કારણની તો તેમને શેની જ કલ્પના હોય. સહુએ પોત-પોતાની રીતે અનુમાનો કરવા માંડયાં.

માતા જે મારા રમતિયાળ સ્વભાવ વિષે મને હમેશાં ઠપકો આપતી તે હવે કહેતી કે 'રુદ્ર, ઘરમાં બેઠો બેઠો શું કરે છે? તારે બહાર ફરવા નથી જવું? હમણાં તું રમવા કેમ જતો નથી? જાને, રમવાથી મન થોડું આનંદમાં રહેશે.' હું હસીને કહેતો, 'આ ચાલ્યો. પણ પછી તું મને ઠપકો ન દેતી કે આખો દિવસ રમતમાં ગાળે છે. કશી જવાબદારી નથી સમજતો, અને પરીક્ષા તો પાસે આવતી જાય છે.' મારાં બા કહે! 'પણ બહુ વાંચ્યાથી તારૂં શરીર નહિ બગડે? જોને હમણાંહમણાં તો તું કેટલો દૂબળો થઈ ગયો છે.' મારી માતાની દૃષ્ટિમાં મારું શરીર સૂકાતું જતું હતું. મને એવું કશું નહોતું લાગતું. પણ માતા હમણાંહમણાં મારા શરીર તરફ ઈશારો કરી આવું જ કંઈ કહેતી. હું પરીક્ષાનું કે એવું જ કંઈ બહાનું કાઢી એને સમજાવવાનો પ્રયત્ન કરતો અને તે મારી વાત સાચી માને છે એમજ હું માનતો હતો. પણ અચાનક એક દિવસ મેં મારાં બાને મારા પિતા સાથે મારે વિષે વાત કરતાં સાંભળ્યાં ત્યારે મેં જાણ્યું કે તે મારા ઉપર બરાબર દેખરેખ રાખતી હતી.

બા: 'આ રુદ્ર દિવસે દિવસે ગળાતો જાય છે અને તમે તો કંઈ ધ્યાન આપતા નથી. કોણ જાણે શું થયું છે એને?'

પિ૦ : 'એને શું થયું છે? તેં એને કંઈ પૂછ્યું ખરું!

બા : 'એને પૂછે શું વળે? એને જ્યારે કંઈ કહું છું ત્યારે એ પરીક્ષાનું કે ભણવાનું એવું કંઈ બહાનું બતાવે છે.'

પિ૦ : તે ખરું છે. હમણાંહમણાં ભણવામાં એનું ચિત્ત ચોટ્યું લાગે છે. ઉપલા વર્ગમાં ગયો છે તેથી તેને ઘણા વિષયો તૈયાર કરવાના હશે. પરીક્ષા પણ હવે તો દહાડેદહાડે કઠણ થતી જાય છે. એટલે મહેનતથી જરા શરીર લેવાયું હશે. તેમાં તું એટલી બધી ચિંતા શેની કરે છે?'

બા: 'તમારે ક્યાં કશું જોવું છે કે જાણવું છે? આમ બોલવામાં શું! જાણે અમે કશું જ સમજતા નહિ હોઈએ? એને એની પરીક્ષાની ક્યાં પડી છે? અમસ્તો ચોપડી લઈ મેડે ચડી બેસી રહે છે અને ચોપડી તો સામે પડી રહે છે અને એ કલાકોના કલાક વિચારમાં ગાળે છે. એને જો વિચારવાયુ થશે તો છોકરો હાથથી જશે. અને કુટુંબમાં એવા રોગ જેવું તો કંઈ છે જ ને?'

પિ૦ : 'તું નકામા વહેમ ન રાખતી. શિવરામને ગાંડપણનો રોગ છે તેતો એને એના મોસાળમાંથી મળ્યો છે. એને આપણા કુટુંબ સાથે કંઈ લેવાદેવા નથી. બાકી એ શેના વિચારો કરે છે તે કંઇ જાણી શકાય તો એનો ઉપાય થાય. મને તો લાગે છે કે એ કંઇ પરીક્ષાના જ વિચારો કરતો હશે.'

બા: "લાગ્યું તમને. તમે બધે મોટા વ્યવહારકુશળ થઈને ફરો છો પણ આવી બાબતમાં તો તમને કશી ગમ નથી પડતી. હવે એને પરણાવવાની કંઈ ગોઠવણ કરો. વહુ આવશે કે એ એની મેળે ઠેકાણે આવશે."

પિતાજી આ સાંભળી જાણે ઊંઘમાંથી જાગ્યા હોય તેમ ઝબકી ઊઠ્યા. આ વાત એમના ધ્યાન બહાર કેમ ગઈ એનું એમને આશ્ચર્ય પણ થયું હશે! પણ નમતું મૂકવાનો એમનો સ્વભાવ

નહોતો. તેમણે કહ્યું: 'તેની તો હું તજવીજમાં જ છું. હવે થોડાજ દિવસમાં ચોકઠું બેસાડી દઈશ.'

વાત આટલેથી જ અટકી 'એમાં હવે ઢીલ ન થવી જોઈએ' એવી સૂચના કરી માતા પોતાને કામે ચાલી ગઈ અને પિતાજી મારા લગ્ન માટે કેવી રીતે ચોકઠું બેસાડવું તેના વિચારમાં પડયા.

પણ આ વાત જે મારે સાંભળવાની નહતી તે મેં સાંભળી એટલે મારો વિચારવાયુ ઘટવાને બદલે વધ્યો. લગ્નની તે વખતની મારી કલ્પના માત્ર આનંદની જ હતી. તેની સાથે કંઇ જવાબદારી પણ માથા ઉપર આવી પડે છે એવી મને મુદ્દલે કલ્પના નહોતી. મારા મુરબ્બીઓએ મને એ જ્ઞાન ન મળે તેની પૂરતી કાળજી રાખી હતી. અને બીજી તરફથી જ્યારે મને વિચારવાયુનો સ્પર્શ થયો ત્યારે મારું લગ્ન કરી મારી બધી પીડા ટાળી દેવાની યુક્તિ તેઓ રચી રહ્યા હતા. તેમણે મારા મનમાં શું ચાલી રહ્યું છે તે જાણવાની—સમજવાની પણ દરકાર ન કરી, તેમને તેની જરૂર જ ન લાગી; તો જે અનિશ્ચિત અને અગમ્ય ભાવો તે વખતે મારા મનમાં ઊઠતા હતા તે મને સમજાવવાની, તેની પાછળ રહેલી શક્તિ કે દુર્બળતાની કલ્પના પણ મને કરાવવાની જરૂર તો તે શેના જ માને. મારે તો મારી અનકેળવાયેલી કલ્પનાના બળે જ બધું કામ લેવાનું હતું. અને જ્યાંથી મળે ત્યાંથી એ વિષેનું જ્ઞાન મારે મેળવાનું હતું. મેં એવો પ્રયત્ન આરંભ્યો. અમારામાં અમુક ચોપડીઓ છાનીમાની ફરતી તે બધી વાંચી ગયો. તે ઉપરાંત સ્ત્રીપુરુષોને એકાંતમાં જોવાના અયોગ્ય આચરણથી પણ તેમાં વૃદ્ધિ કરવાનો કંઇક પ્રયત્ન કર્યો હશે! અને તેથી આજે જ્યારે હું તે દિવસોનું સ્મરણ કરું છું ત્યારે મને એમ થાય છે કે એ વખતે ઈશ્વરે જ મારું રક્ષણ કરેલું!

( ૪ )

હું કલ્પનાપ્રધાન વિશેષ છું. મારા લગ્નની વાત થઈ તે પરથી મેં મારાં પત્નીનું ચિત્ર કલ્પનામાં દોરવા માંડયું અને કલ્પનામાં ને કલ્પનામાં તે ચિત્ર પર મુગ્ધ પણ થઈ ગયો. પણ એ કાલ્પનિક ચિત્રમાં ચાલાક અને રમતિયાળ સુશીલાના ગુણોનું મેં આરોપણ કર્યું. જીવનના મહાપ્રશ્નો, જેમનો સંબંધ પોતાના વ્યક્તિત્વના સર્વવ્યાપી વિકાસ સાથે છે, તે પ્રશ્નોનો તે વખતે ખ્યાલ પણ નહિ એટલે એમાં મદદ કરે એવી સહધર્મિણીનું ચિત્ર પણ તે નહોતું. તે વખતે કલ્પનામાં હતી કાચની પુતળી જેવી એક મુગ્ધા બાળા, સર્વથા સંપૂર્ણ, નમણી અને નાજુક છતાં એટલી બુદ્ધિમાન કે ઇંગિતમાત્રથી મારી ઇચ્છા સમજી લઈ મને સંતોષે, મારી બધી સગવડો સાચવે અને પોતાની સેવાથી મને સ્વર્ગના સુખનો અનુભવ કરાવે. તેનામાં કશી પણ ઊણપ કલ્પવી એ મારે સારુ અસહ્ય હતું અને છતાં તેને કંઈ સ્વતંત્ર પોતાનું વ્યક્તિત્વ પણ હોવું જોઈએ એવું હું કલ્પી ન શકયો. તે વખતે મને એ કયાંથી સૂઝે કે જેનામાં સ્વતંત્ર વ્યક્તિત્વ નથી તેનામાં તેના સ્વામીની ઊણપોનો પડઘો પડે છે અને માણસ જાતે તો પોતાની ઊણપો સહન કરી લે છે, એટલું જ નહિ, પણ બીજા પણ તે સહન કરે એમ ઇચ્છે છે. અને છતાં તે પોતાના અધિકાર નીચેના માણસોમાં તેવી ઊણપો હોય તો તે સહન કરવાની ઉદારતા નથી બતાવતો. પણ કલ્પનાને કંઈ મર્યાદા હોય છે? કલ્પનામાં કોઈ આકાશકુસુમની સુગંધ લેવાનો વિચાર કરે તો તેને કોણ રોકે? હું પણ તે વખતે કંઈ એવી જ સુગંધ લેવામાં તલ્લીન થયો હતો. મને આજે ખબર નથી, પણ તે વખતે મેં આવાંઆવાં કેટલાંયે સ્વપ્ન સેવ્યાં હશે. તે કાળપૂરતો તો એ સ્વપ્નોએ મને આનંદ આપ્યો જ. પરંતુ ત્યારપછીના કાળમાં મારી જીવનનૌકા સંસારના પ્રખર અને ગૂંગળાવી નાખે એવા પ્રવાહમાં ક્ષીણ થતી જોવામાં આવી ત્યારે તેમાં આવાં કલ્પનાનાં ચિત્રોનો કેટલો ફાળો હશે તે કોણ કહી શકે?

× × × ×

એક દિવસે મેં સાંભળ્યું કે મારા લગ્નની તૈયારીઓ ચાલે છે. મિત્રોએ પણ એ વાત જાણી. મારા પિતાશ્રી વ્યવહારકુશળ (!) નરોમાં અગ્રગણ્ય (!) હતા. ગામમાં કુલીન તરીકેની અમારી આબરૂ પણ સારી તેથી તેમને મારા લગ્નનું ચોકઠું બેસાડી દેતાં વાર ન લાગી. મારી સલાહ તો એમાં લેવાની હતી જ નહિ. પણ જે કન્યા સાથે મારું જીવનસૂત્ર બંધાવાનું હતું તે કન્યા રંગેરૂપે અને ગુણે પણ કેવી છે તેની મેં મિત્રો પાસેથી યુક્તિપ્રયુક્તિથી ખબરો કઢાવવા માંડી. બ્હેન તરલાની પણ મેં આમાં મદદ લીધી. બધેથી તે દેખાવડી અને ડાહી હોવાના સમાચાર મળ્યા. તેની ઉમર વિષે પણ મેં બારીક તપાસ કરી. તેને ૧૪ મું વરસ જતું. મને ૧૬ પૂરાં થવા આવ્યાં હતાં. એ રીતે તો બધું સંતોષકારક છે એમ મને લાગ્યું. પણ મનમાં વિચાર આવ્યો કે તેને નજરે એક વખત જોઈ હોય તો કેવું સારું!

અમારું ગામ શહેર ન કહેવાય તોપણ મોટું છે. આશરે ૧૦,૦૦૦ની વસ્તી ખરી. મારું વેવિશાળ ગામમાં ને ગામમાં બીજી ભાગોળે થયેલું હોવાથી જે બાળાની વાત હતી તેને મેં કદિ જોઈ નહોતી અને હવે જ્યારે વિવાહની વાત ચાલતી હતી ત્યારે તે તરફ જવું એ મુસ્કેલ હતું. છતાં એક મિત્રની મદદથી થોડીઘણી નફટાઈ (!) વહોરીને પણ મેં તે તરફ જવાનો પ્રયત્ન તો કર્યો જ અને તેમાં સફળ પણ થયો. જે ચિત્ર મેં મારી કલ્પનામાં તેનું દોર્યું હતું, તેની તુલનામાં તો તે શી રીતે આવે. પણ તેનો રંગ ગોરો હતો, મોઢું ઘાટીલું હતું અને શરીરમાં ચપળતા પણ દેખાતી હતી એટલે મને સંતોષ થયો. મેં માની લીધું કે મારી કલ્પનામાં જે મૂર્તિ હતી તે મૂર્તિ જેવીજ આ કન્યા છે. એ ઉંમરમાં આવી રીતે મન મનાવવું એ બહુ સહેલું છે અને ત્યારપછી તો મેં એનું જ ધ્યાન કરવા માંડ્યું. એની સાથે મારે કેમ વર્તવું, સ્વતંત્ર થયે એને

કેવા સારાં કપડાં અને ઘરેણાં આણી આપવાં, એ મારી સેવા કરે પણ મારે એને સારુ કામ કરનારી રાખવી કે નહિ વગેરે કંઈ કંઈ વિચારો કુટુંબની આર્થિક સ્થિતિનો ખ્યાલ કર્યા વિના તેમજ ભવિષ્યમાં હું પોતે કેટલું કમાઈ શકીશ એનો પણ વિચાર કર્યા વગર કરી નાંખ્યાં. ઘરમાં હું જોતો હતો કે મારી માતા અને બહેન ઘરનું બધું જ કામ કરતાં હતાં, તેમને જરાયે નવરાશ નહોતી મળતી. છતાં આવા મોટા મોટા વિચારો મનમાં આવતા હતા. હું અંગ્રેજી ભણતો એટલે જાણે હું મોટો ઈડરીઓ ગઢ જીતવાનો હોઉં એવો જ કંઈ ખ્યાલ મને તે વખતે હતો. અંગ્રેજી ભણીને બેચાર જણ અમારી જ્ઞાતિમાંથી મામલતદાર કે આસીસ્ટંટ કલેકટર થયેલા તેમના દાખલાઓ આપી માતાપિતા પણ ભણવામાં ઉત્તેજન આપતાં તેથી અમે જાણે એ હોદ્દો મેળવવાના જ એમ ગણતરી કરીને બેઠા ન હોઈએ એ રીતે જ તે વખતે વિચારો આવતા હતા. અને હોશિયાર ગણાતા પણ નિવડેલા ન હોય એવા વિદ્યાર્થીને પરણીને સંતોષ માનતી કન્યાઓના મનમાં પણ કેવા કેવા વિચારો આવતા હશે તે કોણ કહી શકે? મારા પત્નીને મેં એ વિષે કદી પૂછ્યું નથી. તેની કલ્પનાની મૂર્તિ સાથેની તુલનામાં હું તુચ્છ નીવડું એ ભયથી પણ કદાચ મેં નહિ પૂછ્યું હોય. અંતરમાં હું એમ પણ માનતો હઈશ કે તેને એવી કલ્પના કરવાનો અધિકાર જ નથી!

## જુગજૂનાં પ્રવાહમાં

### (૧)

મારા લગ્નને એકાદ બે વરસ થયાં હશે, પણ હજી સુધી મારાં પત્ની સાથે મારો સમાગમ થયો નહતો. એકબે વખત ખાનગી રીતે મળવાનો પ્રયાસ અમે કરેલો. પરંતુ તેમાં અમને નહિ જેવી જ સફળતા મળી હતી. અમારી અધીરાઈ અમારા વડીલોથી છાની ન

રહી શકી. મારા પિતા તે જાણી મૂછમાં હસ્યા. તેમના હસવામાં મારી દુર્બળતા પ્રત્યે કંઇક તિરસ્કારનો ભાવ પણ હશે. પણ મારાં માતા અને સાસુને અમારી અધીરાઈ જોઇને આનંદ થયો. સાધારણ રિવાજ કરતાં કંઇક વહેલું કુસુમને આણું કરવામાં આવ્યું. અને એક દિવસે જ્યારે મને તેની કલ્પના પણ નહોતી ત્યારે મેં ઘેર જઇને જોયું કે કંઈ અવનવું વાતાવરણ જામેલું છે. મારા હૃદયમાં જે કંઈ ઉમંગ હતો તેણે મૂર્તરૂપ ધારણ કર્યું. તેની આગળ મારા હૃદયના ભાવો મારે શી રીતે વ્યક્ત કરવા તેની મેં કલ્પના કરવા માંડી. વાળમાં તેલ નાંખી ત્રણ ચાર વાર તે ઓળ્યા; કેટલીયે વાર આયનામાં જોયું, છતાં કંઈ સંતોષ ન થયો. કપડાંની થોડી ટાપટીપ પણ કરી જોઈ, છતાં મન શાંત ન થયું. સમય ઘણો લાંબો હોય છે એવું જ કંઈ ભાન તે વખતે થઈ રહ્યું હતું. આતુરતા એટલી બધી હતી કે તે દિવસ કેમ કાઢવો એ પ્રશ્ન હતો. ગતિ અને સમયના સાપેક્ષ સિદ્ધાંતની તે વખતે સાચી પ્રતીતિ થઈ રહી હતી. જેમ ગતિ વધારે તેમ સમય લાંબો દેખાય છે એવું જ કંઈ એ સિદ્ધાંત શીખવે છે. મારા મનની ગતિ ઘણી વધી ગઈ હતી એટલે એક કલાક તો મને એક આખા દિવસ જેટલો લાંબો પ્રતીત થયો હશે. મનમાં એટલા બધા તરંગો ઊઠતા હતા કે જેનો કંઈ હિસાબ નહિ. પણ તે બધા એટલી ઝડપથી ઊઠતા અને શમી જતા કે તે ક્યારે ઊઠ્યા, ક્યારે શમ્યા, તેની કશી ખબર ન પડે. કેવા વિચારો આવ્યા અને મનની અનંત ગતિમાં વિલીન થઈ ગયા તેનું પૂરૂં ભાન તે દિવસે પણ નહિ હોય તો આજે તો શેનું જ હોય. વીણાનો તાર જરા સ્પર્શ થતાં જેમ ઝંકાર કરી ઊઠે છે તેમ મનના અનિયંત્રિત સંકલ્પ-વિકલ્પથી હૃદયમાં ઝણઝણાટ ઉત્પન્ન થતો હતો અને તેનું સ્પન્દન સતત ચાલુ હતું. એનો પડઘો નાડીએ નાડીએ પડતો હતો.

છેવટે જે મિલનમાં મેં અનંત આનંદની કલ્પના કરેલી તેની ઘડી આવી પહોંચી. મારા સૂવાના ઓરડામાં રાત્રિના દસ વાગ્યાના

સમયે જેની હું આતુરતાથી રાહ જોતો હતો તેના પગલાનો અવાજ સંભળાયો. તે અવાજની મધુરતા આજે પણ રોમાંચ ઉભા કરે છે. વાંચક તેથી આશ્ચર્ય ન માને. પ્રત્યેક ક્રિયાને મધુર કે કડુ બનાવવા સારુ તેનું વાતાવરણ જોઈએ છે. સ્વતઃ તે ક્રિયામાં કંઈ સ્વતંત્ર મહત્ત્વ નથી હોતું. એટલે મનુષ્યજીવનમાં કોઈ અનુભવ માટેની ઉત્કટ તૈયારી અથવા તેની મધુર કે કડુ સ્મૃતિ જેટલો મોટો ભાગ ભજવે છે તેટલો મોટો ભાગ કોઈ પણ પ્રત્યક્ષ બનાવનો નથી હોતો. જીવનનો આનંદજ કદાચ આવા અનુભવોની આકાંક્ષા અને પાછળથી તેમની સ્મૃતિમાં રહેલો હશે. સાચો યોગ પણ કદાચ અનુભવની સ્મૃતિનો જ સિદ્ધ થતો હશે, અને યોગ એટલે મિલનની મધુરતા, તેનું આકર્ષણ તો તેને માટેની ઉત્કટ આતુરતામાં જ રહેલું છે. અને તેથી હું તેને આજે પણ જીવનની એક મધુરતમ સ્મૃતિ તરીકે હૃદયમાં અનુભવું છું.

ધીરે ધીરે તે ઓરડામાં આવી. શરમના સોડિયામાં તે ઘણી સંકોચાઈ ગઈ હતી. મોઢા ઉપરના શરમના શેરડા નવોજ સંદેશો આપતા. શરીર આટલું બધું સંકોચાઈ શકે છે તેની પ્રથમ કલ્પના મને તે દિવસે જ થઈ. મનોજની જ એ સુરમ્ય અસર છે. શરમથી સંકોચાયેલી પ્રિયતમાને બાહુપાશમાં બાંધી મેં હૃદયમાં સમાવી દીધી. અને ઉપરથી ચુંબનની છાપ મારી ત્યાં તેનું સ્થાન પાકું કરી આપ્યું!

અરધા પોણા કલાક પછી અમે વાતોએ ચડયાં. વરવધૂની વાતો કદી પૂરી થતી નથી. એમને વિષયનો ટોટો નથી હોતો કે અભિવ્યક્તિને સારૂ શબ્દોની હાડમારી પણ ભોગવવી નથી પડતી. રાતની રાતો તે વાતોમાં કાઢી શકે છે. અને ઊંઘ પણ ઘણી વખત એ નવાં જોડાંની મધુર વાતોથી મુગ્ધ થઈને થોડી દૂર ઊભી ઊભી તે સાંભળ્યાં જ કરે છે. એ વાતોમાં કંઈ મહત્ત્વની બાબતો તેઓ ચર્ચે છે એવું નથી હોતું. પણ જે વાતો થાય છે તેનાથી પતિપત્નીનાં

હૃદયો એકબીજા સાથે જરૂર સંકળાતાં ચાલ્યાં જાય છે; તેમાંથી રેશમી તારો નિકળી કોઈ અકલ્પ્ય અને અણુતૂટ રીતે બંને હૃદયોને સાંધે છે કે જેથી જીવનપર્યંત એ હૃદયોને કોઈ છૂટા ન પાડી શકે. અને છતાં કેટલીક વખત અણધારી રીતે કેટલાક તારો તાણ સહન ન કરી શકવાથી તૂટી પણ જાય છે. મહત્ત્વના સાંધામાંનો એક તાર ન તૂટયો હોય ત્યાંસુધી તો કશો વાંધો નથી હોતો. પરંતુ કોઈક વખત મર્મસ્થાન ઉપર પણ વધારે તાણ પડવાથી ત્યાંનો તાર તૂટી જાય છે અને ત્યારે, ત્યાં જે ગાંઠ પડે છે તે જીવનમાં હમેશાં ખૂચ્યાં કરે છે; અને એવો અનુભવ ઘણાને થયો હશે.

અમારી વાતો આ રીતે ચાલતી હતી અને તેમાંથી અમે રસના ઘૂંટડા પીતાં હતાં. પણ એટલામાં મને કંઈ એકદમ સાંભરી આવ્યું હોય તેમ મેં પૂછયું:

"મારો કાગળ તો તને મલ્યો હતો ને ?"

"હા, પણ તમે તેમાં શું લખ્યું હતું ?"

"મેં શું લખ્યું હતું ? મેં તેમાં તે વખતે મારા મનમાં જે હતું તે લખ્યું હતું. મારા હૃદયની લાગણી, મારી આતુરતા, મેં તેમાં પ્રગટ કરી હતી."

"મને પણ એમ તો થતું જ હતું કે તમને ક્યારે મળું. પણ કાગળમાં તો તમે કંઈ જૂદું જ લખ્યું હતું."

"શું લખ્યું હતું ? તને તેમાંનું કંઈ યાદ હશેને ?"

"મેં તમારો કાગળ ક્યાં પૂરો વાંચ્યો હતો કે યાદ રહે ?"

મારા દિલને આ સાંભળી સહેજ ધક્કો લાગ્યો. મેં પૂછયું: "મારો કાગળ પૂરો વાંચ્યો પણ નહિ ? તને તે વાંચવાનું મન જ ન થયું કે બીજું કંઈ કારણ હતું ?"

મારો કાગળ વાંચવામાં તેને કંટાળો આવી શકે એ કલ્પના મને અસહ્ય હતી એટલે મારું મન કંઈ અકસ્માતનું કે એવું બીજું કારણ બન્યું હોય તો તે શોધવાનો પ્રયત્ન કરી રહ્યું હતું.

તેણે કહ્યું : "કાગળ બહુ લાંબો હતો. મારે એટલો મોટો કાગળ ક્યાં સંતાઈને વાંચવો ? તેના અક્ષર પણ બરાબર ઉકલ્યા નહિ." પછી તેણે દૃષ્ટિ નીચી કરી એક કટાક્ષ ફેંક્યો અને સહેજ સ્મિત કરતાં કહ્યું: "અને તેમાં તમે કંઈ એવું લખ્યું હતું કે મને તે વાંચવાનું પણ મન ન થયું." પણ પછી અકસ્માત સ્હેજ ભ્રકુટી ચડાવી તે બોલી "તમે અમને કેવાં સમજ્યા હતા ?"

અને આ છેલ્લું વાક્ય જ્યારે ઉચ્ચારાયું ત્યારે મને આશ્ચર્ય થયું. મશ્કરીમાં તે બોલાયું કે રીસમાં તેજ હું ન સમજી શક્યો. મેં તેના મોઢા ઉપરના ભાવોનું અવલોકન કરવા માંડ્યું પણ કશું જ ન કળાયું. મારા એ પહેલા કાગળમાં મેં મારા હૃદયની પ્રથમ કવિતા લખી હતી. મેં તેમાં મારી દૃષ્ટિમાં તેનું સૌંદર્ય કેવું અલૌકિક દેખાતું હતું, તેનું વર્ણન કર્યું હતું. તેને જોતાં મારા હૃદયમાં જે ભાવો સાચા કે કલ્પનિક જાગ્રત થયા હતા તે ભાવોને મેં તેમાં ઉગતા કવિની કલમે ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો. મારી અધીરાઈ પણ મેં તેમાં જણાવી દીધી હતી. તેને મેળવીને હું કેવા સ્વર્ગ-સુખની આશા રાખી રહ્યો છું તે પણ મેં તેમાં પ્રગટ કર્યું હતું. અને આ બધાને સારુ તે મને ઠપકો આપી રહી હતી એમ મને લાગ્યું. શું જવાબ આપવો એજ મને સૂઝયું નહિ. મારું કવિહૃદય સંકોચાઈ ગયું. પણ માણસ એમ સહેજે પોતાના કલ્પનાના ગઢને ભાંગી જવા દેતો નથી. મેં પૂછ્યું:

"તું કંઈ કહે તો સમજણ પડે. મેં શું ખોટું લખ્યું હતું ? મેં મારો પ્રેમ એ કાગળમાં જણાવ્યો તે તને ન ગમ્યું ?"

"હું એમ ક્યાં કહું છું ? પણ તમે તે કાગળમાં કંઈ મારા રૂપનું વર્ણન કર્યું હતુ. કોઈના વાંચવામાં એ આવે તો તે મારે

માટે શું ધારે? અને અમે કંઈ અમારૂં રૂપ થોડાંજ દેખાડતાં ફરીએ છીએ?"

જાણે એ પોતાનું રૂપ દેખાડે તોજ લોકો તે જોઈ શકે એવો નિયમ ન હોય! મેં તેનું રૂપવર્ણન કરેલું, તેમાં કંઇક અતિશયોક્તિ પણ કરી હશે. પણ તે દિવસોમાં આવી અતિશયોક્તિ કોણ નથી કરતું? યૌવનના ઉપઃકાળમાં એવી અતિશયોક્તિ સ્વાભાવિક નથી? અને તે વખતે મારા મનમાં કદાચ એમ પણ હશે કે મારા આવા રૂપવર્ણનના પ્રયત્નથી તેને આનંદ થશે. અને તે પ્રમાણે તેને આનંદ થયો પણ હોવો જોઇએ. સ્ત્રીઓને પોતાના રૂપનું અભિમાન સ્વાભાવિક હોય છે અને તે તેનાથી પર હતી એમ ન હતું. છતાં મેં જોયું કે તે અત્યંત ભીરૂ હતી. મારા કાગળની સામે તેને જે વાંધો હતો તે તેમાંના રૂપવર્ણનને માટે ન હતો. પણ કદાચ કોઈએ તે જોયો હોય તો! આ વિચારેજ તેને ગભરાવી મૂકી હશે એમ જ મેં માન્યું. જેને રસના પ્રવાહમાં નિરંકુશ થઇને તરવું હોય તેને પોતાના જીવન-સાથીમાં આવી ભીરૂતા ખૂંચે તો ખરીજ પણ બીજી તરફથી એ ભીરૂતા જોઇને મને એક પ્રકારનો આનંદ પણ થયો. તેથી મને એ બતાવવાની તક મળી કે હું લોકોની એવી કંઈ પરવા કરતો નથી. મેં સાભિમાન કહ્યું: "અંહ, કોઈ વાંચે તો તેમાં થઈ શું ગયું? આપણે પરણ્યાં ત્યારે તેના સાક્ષી તો આટલા બધા હતા. તે વખતે તો તને કંઈ શરમ નહોતી આવી?"

"તે વખતે પણ હું તો ગભરાઈ ગઈ હતી પણ કંઈ પાટલા પરથી ઉઠાય એમ હતું! ખરૂં પૂછો તો મને તે વખતે પૂરૂં ભાન પણ નહિ હોય!"

"પણ હવે પરણ્યા પછી કંઈ શરમ રાખે ચાલશે?"

તેનો મારા પરનો હક પૂરો જામી ગયો હોય તેવા નિશ્ચયથી તેણે કહ્યું: "તો તમે એવું ન લખો તેમાં તમારૂં શું જાય છે?

બીજું, મને એવું વાંચવામાં રસ પણ નથી આવતો. કંઈ સમજાય એવું સાદી ભાષામાં લખ્યું હોય તો તે વાંચી શકાય. આતો ચોપડીઓમાં લખ્યું હોય તેવું લખો તેમાં શું સમજાય?"

પછી વાત બદલાઈ. મારેજ તે બદલી નાખવી પડી. મારી કવિતાની કદર કરાવવાની મારી ઇચ્છા મારે મનમાંજ શમાવવી પડી. અને અમારાં બે હૃદયોનાં સંધાણમાં એક મહત્ત્વના સ્થાનેથી સાંધો તૂટ્યો હોય એમ મને લાગ્યું. પણ તે વખતે તેની પરવા કરવા જેટલી સ્થિરતા મારામાં નહોતી અને ભવિષ્યની ઉમંગો એટલી બધી વેગવાન હતી કે મને સ્વાભાવિક રીતેજ એમ લાગે કે થોડા દિવસમાં મારી સાથે તે પણ રસનાદ ઉપર ડોલતી થઈ જશે.

છતાં પણ આ પછી મેં મારાં પત્નીને બહુ ઓછા પત્રો લખ્યા છે. કવિતાનું ઝરણુ તો મારા હૃદયમાંજ સૂકાઈ ગયું. આજે વિચાર કરતાં તેની વાતમાં ઘણું તથ્ય હતું એમ લાગે છે. છતાં હૃદયનું કાવ્ય-કુસુમ જે ખીલી રહ્યું હતું તેને કરમાવી નાંખવાનું પાપ તો અણજાણતાં તેનાથી થયુંજ. એક બીજો એવો પત્ર મેં તેને જીવનનું તત્ત્વ સમજાવવા સારુ કેટલાક વર્ષ ઉપર લખ્યો હતો. તેની પણ જોઇએ તેવી કદર ન થઈ, એનું પણ દુઃખ મારા હૃદયમાં આજે દેખા દે છે પણ એ બધી બાબતો જે રીતે હું સમજ્યો છું તે રીતે તેણે સમજવીજ જોઈએ એમ માનવું એ વધારા પડતું નથી? મને લાગે છે કે એવી આશા રાખવી એજ એક મોટી ભૂલ હતી. પણ એટલો વિચાર તે વખતે મને નહોતો.

(૨)

પરણ્યા પછી વરવધૂને જૂદું ઘર કરવાની ફરજ પાડવી એ અત્યંત જરૂરનું છે. એમ કરવાથી બંને હૃદયો નિઃસંકોચ થઈને એકબીજા સાથે ભળી શકે છે. એકબીજાની ત્રુટી સમજી તે નભાવી લેવાનું પણ શિક્ષણ તેમાંથી તેમને મળે છે. જ્યારે આસપાસના માણસો તરફથી

પતિપત્નીના વાર્તાલાપમાં, તેમની રસક્રીડામાં રસભંગ થવાના પ્રસંગ ઊભા થાય છે ત્યારે તે સહન નથી થતાં. તેમનું જૂદું ઘર કરેલું હોય તો આવા પ્રસંગમાંથી જે કટુતા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે તેને પણ અવકાશ નથી રહેતો. અને ઘર ચલાવવાની જવાબદારી તેમના જીવનમાં એક પ્રકારની વિવિધતા અને શક્તિ આણે છે. બંનેના વ્યક્તિત્વના વિકાસ માટે તેમાં પૂરો અવકાશ મળે છે અને એકબીજાના વ્યક્તિત્વને ખીલવવામાં મદદ કરવાના પ્રસંગો બંનેને મળવાથી બંનેમાં સ્વાભાવિક અને અતુલ પ્રેમનો વિકાસ થાય છે.

પણ અમે તો અમારા મુરબ્બીઓ સાથે રહેતાં હતાં એટલે અમારે માથે કશી જ જવાબદારી નહતી. અમારે તો માત્ર પરણેલી જીંદગીનું સુખ (!) જ ભોગવવાનું હતું, અને તેથી અમારે બહુ સાચવીને ચાલવું પડતું હતું. અમારા મુરબ્બીઓને લીધે અમારા ઉપર કંઈક અંકુશ રહેતો હશે! પણ તે દિવસોમાં એવો અંકુશ કોને ગમે? ઉલટું એ અંકુશ ન ગણવાની વૃત્તિ જ મનમાં અધિક પ્રબળ થઈ ઊઠતી હતી.

જેમજેમ દિવસો જતા ગયા તેમતેમ મારા પત્નીનો સંકોચ પણ દૂર થતો ગયો. તેની આ બાબતની ભીરૂતા ઓછી થતી ચાલી. અને તેથી મારી માતાને ઘણી વખત આ વિષે અમારી સામે ફરિયાદ કરવાનાં કારણો પણ અમે આપતાં ગયાં.—અમારી પ્રથમ અધીરાઈ જોઈને તેને એક વખત આનંદ થયો હતો! પણ હવે તો તેને અમે બેશરમ લાગવા માંડયા હતાં અને તેને સારુ મારે નહિ પણ કુસુમને જ વધારે સાંભળવું પડતું હતું. અને હું? ઘણી વખત તે આથી અકળાતી, ત્યારે તેના તરફ સહાનુભૂતિ દેખાડવાને બદલે મને તેને ચીડવવામાં જ મજા પડતી હતી. આને લીધે ઘણી વખત અમે લડી પડતાં પણ અમારી લડાઈ લાંબો વખત નભતી નહિ. તે સમજતી હતી કે હું તેને ચીડવું છું. પણ કેટલીક વખત મારા આવા વ્યવહારનું દુઃખ તેના મનમાં અવશ્ય રહી જતું.

એક દિવસે હું વિશેષ ઉત્સાહમાં હતો. તે દિવસે તેને ચીડવવામાં મને ઘણો આનંદ આવતો હતો અને અકસ્માત તેણે મને કહ્યું. "આખો દિવસ તો કામ કરીને થાકી જઈએ છીએ અને રાતે તમે જંપવા નથી દેતા. મારાથી તો હવે આ સહન નથી થતું.' આ વાક્યમાં એક વિશેષ પ્રકારની તીવ્ર વેદના દેખાઈ. હું વિસ્મય પામ્યો. મેં પૂછ્યું. "કેમ, શું થયું? આજ કંઈ બન્યું છે? બાએ કંઈ કહ્યું?" તેણે શરમાઈ જઈને "ના. ના, એ તો મારાથી અમસ્તું જ બોલાઈ ગયું, કંઈ જ નથી થયું. કોણ જાણે કેમ, મને કોઈ કોઈ વખતે એવું લાગી જાય છે. પણ એ શેને માટે તે કંઈ સમજાતું નથી."

× × × ×

આપણી સ્ત્રીઓમાં સહનશીલતાનો અદ્ભુત ગુણ છે. તે ગુણને કારણે તે બધું સહન કરતી. તેનો આખો દિવસ કામમાં જતો હતો અને રાતનો વખત તે મારા સહવાસમાં કંઈક આનંદમાં ગાળતી હતી. પરંતુ અમારા આનંદના એ પ્રકારો પણ જેમજેમ દિવસો જતા ગયા તેમ તેમ જૂના થતા ચાલ્યા અને નવીનતાને અભાવે તે એટલા બધા આકર્ષક રહ્યા નહોતા અને તેથી અમને બંનેને એક પ્રકારની ગૂંગળામણ થવા લાગી હતી. એ ગૂંગળામણ કેવા પ્રકારની છે તે અમે સમજતા નહિ. પણ મને તો બહાર મિત્રોમાં હરવાફરવામાં કંઈક મનની છૂટ મળતી હતી એટલે એ ગૂંગળામણ એટલી બધી નહોતી સાલતી. પણ તેના મનમાં તો તેની અસર રહી જતી, અને તે કોઈ કોઈ વખતે આવી રીતે બહાર પ્રગટ થઈ જતી હતી. પણ પાછળથી તે પસ્તાતી. તેને એમ થતું કે કદાચ તેણે મને દૂભવ્યો હશે. મને જરા પણ દુઃખ થાય તો તે સહન કરી શકતી નહિ. પણ મનની ગતિને કોણ રોકી શકે છે. તે પોતાના મનની ગતિને ખાળી શકે તે પહેલાં તેમાં તે ઘણી વખત તણાઈ જતી.

તે દિવસે મને પણ તેથી તેના મનનું ઊંડાણ માપવાનું મન થયું. મેં પૂછ્યું. 'કંઈ વાત તો હશે ને? એમ ઓછું લાગવાનું કારણ શું?'

"તે મને કંઈ સમજાતું નથી. પેલી વિનોદિની આજે એના ધણીએ એને એક સાડી આણી આપી છે તે દેખાડતી હતી. મને એમ થયું કે તમે મારે માટે કોઈ દિવસ કશું લાવ્યા જ નથી. વળી પાછો વિચાર કર્યો, કે મારી પાસે લૂગડાંનો ક્યાં ટોટો છે. નકામો લોભ શું કામ રાખવો?"

"પણ તેં કોઈ દિવસ મારી પાસે કશું માગ્યું છે ખરું?"

"શું માગું? હજી તો તમે ભણો છો. મારે શું કામ તમને નકામા કનડવા?"

"ઓહો! તું તો બહુ સમજુ લાગે છે! પણ તને જો હું કંઈ આણી આપું તો ગમે ખરું? માગ જોઈએ ત્યારે, તારે શું જોઈએ?"

"હું તો કંઈ જ માગતી નથી. તમારે કંઈ લાવી આપવું હોય તો તમને ગમે તે લાવી આપજો."

મારી શક્તિ તે માગે તે આણી આપવાની ન હતી પણ તે શું માગે છે તે મારે જોવું હતું, અને તેથી જ આવો પ્રશ્ન કર્યો હતો. પણ તેણે કંઈ તેનો સીધો જવાબ ન આપ્યો. આપણી સ્ત્રીઓને ઘરેણાંકપડાંનો જ વિચાર આવે છે એવો પણ તે વખતે મને વિચાર આવ્યો હશે. તે વખતે સુધારકોમાં પ્રચલિત માન્યતાનો કદાચ એ પડઘો હશે. પણ જે સ્ત્રીઓ ગમે તેવી ગરીબીમાં પણ પોતાના પતિને દેવ (!) ની માફક પૂજે છે અને ધનની કે ગમેતેવી પણ બીજી લાલચો જેમને ડગાવી શકતી નથી તે આર્ય સ્ત્રીઓ માટે આવો વિચાર લાવવો એ મને તેમને અન્યાય કરવા જેવું લાગે છે. સ્ત્રીઓને પુરુષોએ ઘરનું સામ્રાજ્ય સોંપ્યું છે. અને તેથી ઘરકામ અને પતિ રીઝવવાનું એકધારું જીવન જીવવામાં

જ્યારે સ્ત્રીના વ્યક્તિત્વનો વિકાસ અટકી પડે છે અને તેને બીજો કશો માર્ગ નથી સૂઝતો ત્યારે પતિ ઉપરના પોતાના પ્રભાવનો અનુભવ કરવામાં તે વિશેષ આનંદ મેળવે છે અને તેને અંગે ઘરેણાંકપડાં એક મહત્ત્વનું સાધન થઈ પડે છે.

અને કદાચ સુધારકો કહે છે તેમ ઘરેણાંકપડાંમાં તે પોતાનો આનંદ શોધે તોયે તેમાં ખોટું શું છે? સુધરેલી સ્ત્રીઓ જે મનોવૃત્તિથી પતિ સાથે સીનેમા નાટકમાં કે બાગમાં ફરવા જવામાં આનંદ અને ઉત્તેજના શોધે છે, તે મનોવૃત્તિમાં અને આમાં પ્રકારનો કશો જ ભેદ નથી પરંતુ તેમાં જે ભેદ છે તે છૂટ અને સગવડનો ભેદ છે; અને તેમાં પણ પુરુષોના જ માનસનો પડઘો વિશેષ જણાય છે. અને તે સ્ત્રીઓનો દહેરો પણ ક્યાં ઓછો હોય છે. પણ એ દહેરો ઘણાને આંજી નાંખે છે એટલે તેઓ તેની વિરુદ્ધ કંઈ બોલી શકતા નથી.

# પ્રકરણ ચોથું

## નોકરી માટે

### (૧)

ગુણવંત કુસુમની માશીની દીકરી. એ દેખાવડી અને બોલવે-ચાલવે હોશિયાર લાગતી. એક દિવસ હું મારે સાસરે જમવા ગયેલો ત્યારે ત્યાંથી પાછાં ફરતાં રસ્તામાં તે મને મળી. મારે ને તેને થોડો વખત સાથે રસ્તો કાપવાનો હતો એટલે અમે વાતો કરવા માંડી. ઔપચારિક પૂછપરછ પછી વાતને તેણે નવો ઝોક આપ્યો. તેણે ધીરે રહીને પૂછ્યું. "મારી બહેન તમને ગમે તો છે ને?"

"ન ગમે તોયે હવે તો નભાવવુંજ પડશે ને ?" મેં હસીને જવાબ આપ્યો.

તેણે મારી આંખમાં સંતોષની કંઈક છાયા જોઈ હશે તેથી કે કોઈ બીજા કારણે પૂછ્યું: "તો તમે નાહકના તેને ખિજવાવ ખિજવાવ શેના કરો છો ?"

"હું તેને ખિજવાવું છું? શી રીતે? મેં તો કોઈ દિવસ કોઈને કશું કહ્યું જ નથી!"

"પણ કુસુમ તો મને કહેતી હતી કે તમે તો કોઈ દિવસ બાવા થવાની તો કોઈ દિવસ બીજી એવી વાત એને કહ્યા કરો છો?"

મને સહેજ હસવું આવ્યું. મેં પૂછ્યું: "તમને તેણે તેના વકીલ તરીકે તો નથી મોકલ્યાં ને? તમે મારી સાથે શું લડવા આવ્યાં છો ?"

"ના, ના હું તો મોટી બહેન (કુસુમની) તરીકે તમને સલાહ આપું છું કે કુસુમનું હૃદય જરા કોમળ છે અને તેના મન ઉપર કોઈ પણ બાબતની અસર બહુ જલ્દી થાય છે એટલે તમે આવી વાતો ન કરો તો સારુ. તેથી તમને તો કંઈ ફાયદો નથી જ અને કુસુમના મનમાં જો કંઈ વહેમ ભરાયો તો તે કાઢવો મુશ્કેલ થઈ પડશે. એ છે જ એવી મીંઢી."

"ઠીક કહેવા દો કુસુમને કે તમે તેને ગાળો દેતાં હતાં."

"તમે આમ વાત શું કામ ઉડાવતા હશો? હું મશ્કરી નથી કરતી. આ બાબત તમારે ધ્યાનમાં રાખવા જેવી છે."

હવે હું સમજ્યો કે તે વાતમાં કંઈક ગંભીર થવા માગતી હતી. અમસ્થી વાત કરવા ખાતર જ તેણે મારી સાથે આ વાત શરૂ નહોતી કરી.

મેં કહ્યું: "ઠીક, તમારી સલાહ ધ્યાનમાં રાખીશ પછી કંઈ છે? મેં કુસુમને જે કંઈ કહેલું તે તો માત્ર અત્યારસુધી મારા

મનમાં ઉઠતા તરંગો હતા. તેને કંઈ ખાસ મહત્ત્વ આપવાનું કારણ નથી. મને થોડા વખત ઉપર બાવો થઈને ઈશ્વરની શોધમાં નીકળી જવાના વિચારો ખૂબ આવેલા પણ કંઈ હિંમત ચાલી નહિ એટલે ક્યાંય જઈ ન શક્યો. મેં કુસુમને આ વાતજ કહેલી અને સાથે સાથે એમ પણ કહેલું કે "જો તું મને બાંધી નહિ રાખે તો હું કોઈ દિવસ ભાગી પણ જાઉં. કુસુમે મને લાગે છે કે એને બહુ ગંભીર રૂપ આપ્યું હશે!"

"હા, તે દિવસે મારાં માશીએ કુસુમને તેડવા ભાઈને મોકલ્યો ત્યારે તમારાં બાએ તો હા પાડી પણ કુસુમે ઘેર જવાનું કબૂલ્યું નહિ. તેને તો બિચારીને એમ જ ઠસી ગયું લાગે છે કે જો તે પિયર જાય તો તમે કોણ જાણે ક્યાંયે નાસી જાઓ!" તેણે આ હસતાં હસતાં કહ્યું અને મને પણ હસવું આવ્યું.

પછી થોડી વારે તેણે કહ્યું, "એક બીજી વાત પૂછું? હવે તમે શું કરવાના છો? આગળ ભણવાના છો કે કંઈ કામધંધે વળગવાના છો?

મને તેનો આ પ્રશ્ન જરા વિચિત્ર તો લાગ્યો પણ આપણા સમાજમાં આવા વિચિત્ર સવાલો ઘણા પૂછાય છે અને તેમાં ગુણવંત તો અમારી હિતૈષી બનીને આવેલી એટલે મેં જવાબ આપ્યો. "કંઈ નક્કી નથી. પિતાજીએ એ પ્રશ્ન ઉઠાવ્યો છે ખરો. કંઈ આગળ ભણાય તો તે સારુ તો ખરૂંજ ને?

"મારાં માશી તો એમ કહેતાં હતા કે જેટલું ભણ્યા છે તેટલું શું ઓછું છે? હવે તો કંઇ કામધંધો શોધી કાઢે અને બંને સુખી થાય તો અમારી આંતરડી ઠરે. ભણવા જવામાં તો પરદેશ વેઠવો પડે અને આ જમાનામાં દીકરીઓના સાપના ભારા સાચવવા કંઈ સહેલાં છે? જો કે મેં તો તેમને કહ્યું જ છે કે આ જમાનામાં ગ્રેજ્યુએટ થયા વગર કંઈ સારી નોકરી મળતી નથી, એટલે ભણવું

તો જોઈએ જ. પણ તેમને ગળે એ ઉતર્યું નહિ. અને તેથી મેં તમને પૂછ્યું કે તમારો શું વિચાર છે."

હું કંઈ જવાબ આપું તે પહેલાં અમારો રસ્તો ફંટાયો અને અમે છૂટાં પડ્યાં.

(૨)

હું પ્રિવિયસ પાસ થયો હતો. પ્રિવિયસમાં એક વર્ષ બગાડેલું એટલે હવે આગળ અભ્યાસ કરવો કે કેમ એ વિચારવાનું હતુ. મારા મનમાં કંઈ જૂદાજ વિચારો ચાલી રહ્યા હતા. મારું ચિત્ત ભણવામાં ચોંટતું ન હતું. પત્નીના આવ્યા પછી મને હમેશા એમ થતું કે હું પણ કંઈ કમાતો હોત અને સ્વતંત્ર હોત તો કેવું સારું! અને જેમ મારા પત્નીને જીવનમાં કંઈક ઓછું લાગવા માંડયું હતું તેમ મને પણ જીવનમાં કંઈક ઊણપ લાગવા માંડી હતી. તેથી મને નોકરીમાં જોડાવા સિવાયનો બીજો કશો માર્ગ સૂઝતો નહતો. આપણા ભણતરમાં પણ એટલું બળ કયાં હોય છે કે વિદ્યાર્થીમાં સાહસવૃત્તિ જાગ્રત થાય અને નોકરી કરતાં કોઈ ધંધો કે બીજું સેવાનું કામ પોતાની રુચિ અનુસાર પસંદ કરીને તેમાં પ્રવૃત્ત થાય. 'લાઈન' લેવાની હોય તોપણ તે નોકરીમાં જોડાવા માટે જ! વિલાયત જઈ ભણી આવનારા પણ દેશમાં આવી છેવટે નોકરી જ શોધવાના. બેરીસ્ટરનો ધંધો સાધારણ રીતે સ્વતંત્ર ધંધો કહેવાય છે, પણ બેરીસ્ટરો પણ સરકારી નોકરી મળતી હોય તો તેમાં પોતાની પ્રતિષ્ઠા માને છે. આ ઉપરાંત આપણા યુવકોને માથે પત્નીનો અને ત્યારપછી સ્વાભાવિક રીતે જ સંતાનનો બોજો હોય છે. આ સ્થિતિમાં તે બીજું શું કરે? એટલે તેણે કંઈ મહત્ત્વાકાંક્ષાને પોષી પણ હોય તો તે બધીને તિલાંજલિ જ આપવી પડે છે!

પરંતુ મારે વિષે એમ કહી શકાય ખરું કે હજી હું થોડો વખત નોકરી ન શોધું તો તેથી કંઈ બગડે એમ નહતું. પણ

અહીં મને મારું અભિમાન આડે આવતું હતું. પરણ્યા પછી પિતા ઉપર બોજારૂપ થવામાં મને એક પ્રકારની નાનમ લાગતી હતી. કોઈએ મને એવું સૂચન કર્યું હતું એમ ન.હ, પણ મારા જેવા લાગણીવાળા માણસને ઘરના આખા વાતાવરણમાં જ એવું સૂચન ભરેલું લાગે તો તેમાં કંઈ આશ્ચર્ય છે? અને મહત્ત્વાકાંક્ષી માણસને તો પોતાનું અને પોતાના ઉપર જ આધાર રાખતી પોતાની પત્નીનું જીવન પોતાના જ હાથમાં લેવાનું ગમે. તેમાં તેને એક વિશેષ પ્રકારનો સંતોષ મળે છે. અને અત્યારસુધીના ઉત્તેજનાઓથી ભરેલા છતાં એકજ પ્રકારના જીવનથી કંટાળેલું મારું મન કંઈ નવા અનુભવોની પણ આશા રાખતું હતું. તેથી પણ જીવનના સુકાનને જૂદી દિશામાં ફેરવવાની મને જરૂર જણાઈ

અને આ દિવસોમાં ખરૂં જોતાં મારાં પત્નીએ પણ મારા હૃદયમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તે વખતે જ્યારે હું જીવન સંબંધી વિચારો કરતો ત્યારે જાણેઅજાણે પણ મારા મનથી હું બંનેના સંયુક્ત જીવનના સુકાનીની દૃષ્ટિએ જ તેનો વિચાર કરતો હતો. અને છતાં મારા તે વખતના વિદ્યાર્થી જીવનમાં વાસ્તવિક રીતે જોતાં મારાં પત્નીનો હિસ્સો શું હતો? કંઈજ નહિ. મારા અભ્યાસમાં તેને કંઈ રસ પડે નહિ. તે તેની શક્તિબહારની વાત હતી. અમારાં સુખસગવડોની બાબતોમાં પણ અમે સ્વતંત્ર નહોતાં. સ્ત્રીએ પતિની સેવા કરવી જોઈએ એવી માન્યતા હોવાને કારણે કોઈ વખત મને પાણી કે એવી કશી ચીજની જરૂર હોય તો તે આપવા મારાં બા તેને મારી પાસે મોકલતાં. પણ બીજી રીતે દિવસે અમે એક-બીજાથી સદા છૂટાં જ રહેતાં. યુવાવસ્થામાં માણસમાં શક્તિ અને ઉત્સાહ અદમ્ય હોય છે; તેને પૂરતો માર્ગ મળવો જોઈએ. જો એ માર્ગ નથી મળતો તો જેમ બાબરાભૂતને કામ ન મળવાથી તે સાધકના ઉપર જ પોતાનું બળ અજમાવે છે, તેમ એ શક્તિ અને ઉત્સાહનું પણ થાય છે. મારા અભ્યાસમાંથી પરવાર્યાં પછી મારા

શરીરમાં જે થનગનાટ હોય, મનમાં જે કામનાઓનો અવિરલ પ્રવાહ ચાલી રહ્યો હોય તેને વહેવા સારુ કોઈ માર્ગની આવશ્યકતા તો હોય જ, અને ઘણી વખત મનુષ્ય આવી જરૂર પોતાના પ્રિય સાથી કે પરમમિત્ર સાથેની રમતગમતમાં કે વિનોદ વાર્તાલાપમાં પૂરી કરી લે છે. પણ એવી જાતની કશી સગવડ પણ અમને પ્રાપ્ત નહોતી. અમારે અમારી રીતે તે સગવડ જુદી જુદી ખોળી લેવાની હતી.

મારાં પત્ની સાથેનો મારો સંબંધ તો માત્ર રાતનો, સૂવાના વખતનો. પણ રાત્રિની એ શાંતિમાં અમારા જેવા ગરીબ કુટુંબમાં અમને ન ઊંચેથી હસવાની છૂટ હોય કે ન બોલવાની. અમે મન ખોલીને વાત કરતા હોઈએ ત્યારે સાદ ઊંચો ન થઈ જાય એની ભીતિ હંમેશાં જ લાગેલી રહે. આ સ્થિતિ ઘણી વખત ઘણા ઉતાવળા (!) યુવકોને અસહ્ય થઈ પડે છે ત્યારે તેઓ આપણા સમાજમાં જેને નફ્ટાઈ કહે છે, તે કરી બેસે છે. પણ મને તો તેમની એ નફ્ટાઈ પ્રત્યે સહાનુભૂતિ છે. ગૃહસ્થ જીવનમાં જે સંયમની દૃષ્ટિ જરૂરની છે તે સંયમની દૃષ્ટિએ પણ મને તે આવશ્યક લાગે છે. રાત્રે જ પતિપત્ની મળતાં હોય તો આખા દિવસના કામથી થાકેલી સ્ત્રીને અને દિવસના પોતાના વ્યવસાયમાં થાકેલા પુરુષને ઊંઘ તો આવતી જ હોય. પણ જે થોડો વખત તેઓ જાગી શકે તે સમયમાં મોટે ભાગે એક જ ભાવના તેમનામાં પ્રબળ રૂપ ધારણ કરતી જોવામાં આવે અને તે ભાવના તે વિકારની ભાવના. અને તેથી સ્ત્રી પુરુષો બંને એક બીજાને આ કારણે પોતપોતાના ભોગના—જેને કેટલીક વખત સુખ કહેવામાં આવે છે તેના—સાધનો જ માને તો તેમાં આશ્ચર્ય શું! અને જો આપણા ગૃહસ્થાશ્રમની કલ્પના એવીજ હોય તો એ ગૃહસ્થાશ્રમની સંસ્થા આખી નાબૂદ થઈ જાય એમાં જ આપણું શ્રેય સમાયેલું છે એમ કહેવું પડે!

## ( ૩ )

નોકરી શોધવા માટે મેં પ્રયત્ન કરવા માંડયા. ઘણી જગ્યાએ અરજીઓ કરી. પણ બધેથી નકારમાં જ ઉત્તર મળ્યો. મારી રુચિ, મારી યોગ્યતા, એ બધાનો વિચાર કર્યા વગર જ મેં જે કોઈ ખાતામાં જગ્યા ખાલી હોવાનું જાણ્યું તે ખાતામાં અરજી કરી. કામ કામને શીખવે છે એ સૂત્ર મને કોઈએ ગોખાવ્યું હતું અને એ છે સાચું. માત્ર તેમાં એટલો સુધારો કરવો જોઈએ કે તે કામમાં આપણી રુચિ હોવી જોઈએ, મનથી તેના અભિમુખ થવું જોઈએ.

મારા એક સગા રેલ્વેમાં નોકર હતા તેમણે મને રેલ્વેમાં અરજી કરવાનું સુચવ્યું. મેં તે પ્રમાણે અરજી કરી અને તેમણે પણ મારી કંઈક ભલામણ કરી એટલે તેના જવાબમાં રેલ્વેના ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસ તરફથી મને એક કાગળ મળ્યો, જેમાં મને મુંબઈ પરીક્ષા આપવા માટે બોલાવવામાં આવ્યો હતો. હું મુંબઈ ગયો. ત્યાં મારી પરીક્ષા લેવામાં આવી. એ પરીક્ષા મને ઘણી સહેલી લાગી. પ્રશ્નપત્રોના મેં મારા મનથી બહુ જ સંતોષકારક ઉત્તર આપ્યા. અને એમાં તો હું પાસ થઈશ જ એવી મને ખાત્રી બંધાઈ. છતાં મનમાં એમ થયું કે મુંબઈ આવ્યો છું તો અહીં ખાનગી ઓફીસોમાં કે પેઢીઓમાં કોઈ જગ્યા મળી શકે એમ હોય તો તેની પણ તપાસ કરતો જાઉં! મારા કેટલાક હિતૈષી મિત્રો પાસેથી મુંબઈમાં કામ આવે એટલા સારુ ભલામણપત્રો તો હું લાવ્યો જ હતો. એ ભલામણપત્રો લઈને હું એક બે જગ્યાએ ગયો અને જેમને હું મળ્યો તે પરોપકારી (!) ગૃહસ્થોએ મારી આંખ ઠીક ઉઘાડી.

અમારા ગામના કાપડના વહેપારી વખતચંદભાઈએ મને તેમના મુંબઈના આડતિયા ઉપર ચીઠ્ઠી લખી આપી હતી. પહેલા હું તેમની પાસે ગયો. તેમણે મને સારો આવકાર આપ્યો. પણ જ્યારે મેં

તેમની મારફત કોઈ નોકરી મળી શકે એમ હોય તો તેની મારે જરૂર છે, એ વાત કરી ત્યારે તેમણે દુઃખ અને સહાનુભૂતિ પ્રગટ કરતાં કહ્યું: "રૂદરભાઈ, જુઓ તો, હમણાં તો સમોજ બગડી ગયો છે. લડાઈ બંધ થયા પછી વહેપારપાણી સાવ ઠંડા થઈ ગયા છે. મારે પણ મારા માણસો ઓછા કરવા પડ્યા છે. મુંબઈની ઘણી પેઢીઓ તો આજે પહેલા હતા તેના કરતાં અડધા માણસોએ જ ચાલી રહી છે. મીલો પણ બરાબર કામ નથી કરતી. બેકારી પણ દિન પ્રતિદિન વધતી જ જાય છે. બિચારા માણસો શું કરે? પેલો નરોતમ ઘણો સારો માણસ. હાથનો ચોકખો અને મહેનતુ, પણ આજ છ મહિના થયા તેનું બિચારાનું ઠેકાણું જ નથી પડતું. બિચારો બચરવાલ માણસ છે. ઘરમાં બધા મળીને છ જણ હશે. રોજ પેટ તો શેર ધાન માગે જ. બિચારો નોકરીમાં હતો ત્યારે યે કશું બચાવી નહોતો શક્યો. આ મુંબઈમાં શી રીતે બચાવે! હવે કોણ જાણે, એનું કેમ ચાલતું હશે!"

શેઠ જૈન હતા. તેમને નરોતમ ઉપર જરા દયા આવી તેનો ઉભરો શાંત થતાં સુધી અર્થાત એક ક્ષણ તે થોભ્યા અને પાછું તેમણે બોલવું શરૂ કર્યું.

"ભાઈ, તમે અહીં મુંબઈમાં ક્યાં આવ્યા? અહીં હવે નોકરી મળવી મુશ્કેલ છે. આજે બી. એ, એમ. એ પણ ૨૫–૩૦ રૂપિયામાં નોકર રહેવા તૈયાર હોય છે ત્યાં બીજાનું શું પૂછવું! અને કદાચ ૨૫–૩૦ની નોકરી મળી તોયે એટલામાં આ મુંબઈમાં શું પૂરું થાય?"

પછી જરા કંટાળાનો દેખાવ કરી તેમણે કહ્યું:

"લોકો અમસ્થા પોતાનું ગામ છોડી આ મુંબઈમાં દોડી આવે છે. આ મુંબઈએ તો ઘણાને ખેદાનમેદાન કરી નાખ્યા, છતાં હજી લોકો સમજતા નથી." પછી મને ઉદ્દેશીને તેમણે ઉપદેશ આપ્યો. "ભાઈ, તમે મારું કહ્યું માનો તો તમારા ગામમાં

જે ધંધો મળે તે ધંધો કરી ગુજરાન ચલાવો. તેમાં તમે સુખી થશો."

આથી વધારે ઉપદેશ સાંભળવાની મારી ઇચ્છા નહતી એટલે મેં તેમને નમસ્કાર કર્યાં અને વિદાય માગી.

મારા પિતાના મિત્ર, અમારા ગામના હીરાશંકર વકીલે તેમના એક મિત્ર ઉપર પત્ર લખી આપ્યો હતો. તેઓ એક મોટા સ્ટોરના મેનેજર હતા. હું તેમને મળવા ગયો. હું કંઇ વહેપારી જેવો દેખાતો ન હતો એટલે ઓફીસના પટાવાળાએ મને દરવાજા ઉપર જ રોકયો. પછી તેણે મને એક કાગળનો કટકો આપ્યો, તેના ઉપર મેં મારું નામઠામ લખી આપ્યું અને તે સાથે પેલી ચીઠ્ઠી પણ મેં અંદર મોકલી આપી. થોડીવાર તો મારે ઓફીસની બહાર જ બેસી રહેવું પડયું. પછી મને અંદર બોલાવવામાં આવ્યો. ઓફીસ યૂરોપિયન ઢબની ઠીક મોટી હતી. મેનેજરે મને પોતાની સામેની ખુરશી બતાવી તેમાં મને બેસવા સુચવ્યું. અત્યારસુધી જે સાહેબ જેવા દેખાતા હતા તેમનું દેશીપણું હવે પ્રગટ થયું. તેમણે પૂછ્યું: "તમે રેલ્વેના તારખાતામાં દાખલ થવા માટે પરીક્ષા આપવા આવેલા ખરું?" મેં કહ્યું: "જી, હા." તેમણે મને ફરી પૂછ્યું:

"તમે જવાબ તો બરાબર લખ્યા છે ને?" આનો પણ મેં "જી, હા." શબ્દોથી જ ઉત્તર વાળ્યો. અને ત્યાર પછી તેમનો વધારે વખત ન લેવાના ઇરાદાથી, જો કોઈ ખાનગી નોકરી મળે તો તેની તપાસ કરવાની મારી ઇચ્છા મેં તેમને જણાવી અને તેમાં તેમની વિનયપૂર્વક મદદ માગી. મેં તેમને એ પણ જણાવ્યું કે રેલ્વેની જે પરીક્ષા મેં આપી હતી તેમાં ઉમેદવારો ઘણા હતા અને તેમાંથી થોડાને જ પસંદ કરીને લેવાના હતા એટલે હું કદાચ તેમાં ન ફાવું તો મારા મુંબઇ આવ્યાનો બીજી રીતે પણ નોકરી શોધવામાં સદુપયોગ કરી શકાય તેટલા સારુ મારો આ પ્રયત્ન હતો.

મારી આ વાત સાંભળ્યા પછી પોતાની ખુરશીમાં તે જરા ટટાર થયા, જમણા હાથની મુઠ્ઠી વાળી ટેબલ પર પછાડી નહિ પણ ધીરેથી મૂકી અને તે બોલ્યાઃ " આપણા લોકોને જોઈએ છે તે નોકરી, નોકરી ને નોકરી જ. નોકરીથી આ દેશ કંઈ ઊંચે નથી આવવાનો. ધંધાની ખીલવણીથી જ આપણું દળદર ફીટશે. પણ અહીં તો જે હોય તે નોકરી જ શોધતા આવે છે. કોઈ સરકારી ખાતામાં નોકરી મળે તો ગમે તેટલા પગારે અને ગમે તેવું અપમાન સહન કરીને પણ લોકો તેને માટે પડાપડી કરવાના. સરકારી ખાતામાં જગ્યા ખાલી ન હોય તો ખાનગી નોકરી શોધે અને તેમાં જ તેઓ પોતાની આબરૂ માને. અને નોકરી કરે તેમાંયે કશો ભલીવાર ન મળે! પૂરી જવાબદારી ન સમજે અને પાછા ક્યારે નોકરી છોડીને ચાલ્યા જાય તેનો નિયમ નહિ. મેં કેટલાયને ભલામણ કરીને નોકરીઓ અપાવી પણ મને તેમનો ખૂબ કડવો અનુભવ થયો છે. આશા ઘણી મોટી રાખે, આવડ મળે નહિ, અને મહેનત કરી પોતાના કામને લાયક થવાનો ઉત્સાહ પણ તેમનામાં ન મળે. એટલે હવે મેં તો કોઈનીયે ભલામણ ન કરવી એવો નિશ્ચય કર્યો છે. અને આ બેકારીના જમાનામાં તો હવે મુંબઈમાં નોકરીઓ છે જ ક્યાં? કદાચ કોઈ જગ્યા મળે પણ તો તે મેળવવા અને મળેલી જગ્યા નભાવવા પૈસા વેરવા પડે તે જૂદા. એટલા પૈસામાં તો મિસ્ટર, તમે ગામમાં નાનો સરખો સ્વતંત્ર ધંધો પણ શરૂ કરી શકો. આતો મારી તમને સલાહ છે. તમે હીરાશંકરભાઈની ચીઠ્ઠી લઈને આવ્યા છો એટલે જો કોઈ જગ્યા મારા ધ્યાનમાં હોત તો જરૂર મેં તેને માટે તમારી ભલામણ કરી હોત. હું તમારે માટે કશું ન કરી શક્યો તેને સારુ દિલગીર છું. પણ શું થાય? હીરાશંકરભાઈને મારા નમસ્કાર કહેશો."

આ વાક્ય પૂરું થયું ન થયું કે તેમણે પટાવાળાને બોલાવવા સારુ ઘંટડી વગાડી. આ મારે હવે ઊઠવું જોઈએ એવી મને સૂચના હતી. હું તેમને નમસ્કાર કરીને બહાર નિકળ્યો ત્યારે મારા મનની

સ્થિતિ વિચિત્ર હતી. મુંબઇ શહેરમાં હવે બીજે ક્યાંય જવાનો મને ઉત્સાહ નહોતો રહ્યો. શેઠ અને મેનેજર બંનેને મેં જોયા. એક જૂનાના પ્રતિનિધી હતા, બીજા નવાના! છતાં બંનેમાં મને ભેદ ન દેખાયો. એકનો ખોટો સહાનુભૂતિનો ડોળ અને બીજાનું ખોટું બડેજાવપણું. બંને તરફ મને તિરસ્કાર ઉપજ્યો. નિરાશ થઇને હું મારે ઉતારે પાછો ફર્યો અને તેજ રાત્રે પોતાને ગામ જવા ઊપડી ગયો.

## (૩)

રેલ્વેની દાખલ પરીક્ષાનું પરિણામ કયારે આવશે તેની હું રાહ જોતો હતો અને દિવસો પસાર થયે જતા હતા. આમને આમ લગભગ મહિનો થવા આવ્યો છતાં પરિણામની કંઇ ખબર ન મળી એટલે મને ચિંતા થવા લાગી. પણ એટલામાં મુંબઇથી ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસનું એક પરબીડિયું મળ્યું, જેમાં મારે અમુક તારીખે વડોદરાના રેલ્વે ડૉકટર પાસે હાજર થવું અને મારું શરીર તેની પાસે તપાસાવવું, એવી મને સૂચના કરવામાં આવી હતી. તે જણાવેલે દિવસે હું તે ડૉકટર પાસે હાજર થયો અને તેણે મને એક ઓરડામાં લઇ જઇ નવસ્ત્રો કરી નખથી શીખ સુધી તપાસ્યો અને રાત્રે બોલાવીને દૂરથી લાલ લીલી બત્તીઓ બતાવી મારી આંખોની પરીક્ષા લઇ મારી તપાસ પૂરી કરી. એ તપાસને પરિણામે તેમણે મારી તંદુરસ્તીને વિષે શો અભિપ્રાય આપ્યો છે તે જાણવાની મને તીવ્ર ઇચ્છા હતી, પણ ડૉકટરે પોતાનો અભિપ્રાય મને ન જણાવ્યો. તપાસ પૂરી થતાં તેણે મને મારે જ્યાં જવું હોય ત્યાં જવા સારુ છૂટો કરી દીધો. એટલે હું તેની તપાસમાં પાસ થયો કે નહિ એ જાણવા સારુ મારે તેમને સ્પષ્ટ પ્રશ્ન કરવો પડયો. પણ તેણે જવાબમાં માત્ર એટલુંજ કહ્યું: "એની ખબર તમને ટી. એસ ની ઓફીસ તરફથી મળશે. હવે તમે જઇ શકો છો. મારે તમને કશુંજ કહેવાનું નથી." આ જવાબ મને કંઇ સમજાયો નહિ. પણ બીજો પ્રશ્ન

પૂછવાની પણ મારી હિમ્મત ન ચાલી. હું ત્યાંથી નીકળીને જે પહેલી ગાડી મળી તે ગાડી પકડીને મારે ગામ પહોંચી ગયો. ત્યાં એક અઠવાડિયા પછીજ મને ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસનો પત્ર મળ્યો કે ડૉકટરી તપાસમાં હું તાર ખાતાની નોકરીને લાયક નથી જણાયો તેથી મને નોકરીમાં દાખલ નહિ કરી શકાય.” જે સગાની ભલામણથી આ ખાતામાં દાખલ થવાનો મેં પ્રયત્ન કરેલો તેમણે કહ્યું: “મુંબઇમાં તમે જે દાખલ-પરીક્ષા આપેલી તેમાં તો તમે ઊંચે નંબરે પાસ થયા હતા. પણ તમારી અનઆવડતને લીધે તમે ડૉકટરી તપાસમાં નપાસ થયા. તમે ૧૦-૧૫ રૂપિયા બચાવવા તરફ જોયું અને આટલી સીધી વાત ન સમજ્યા.” મારા પિતાને, તેમના અને મારા બધા મિત્રોને પણ એજ સાચું લાગ્યું. પણ હજી હું એ નથી સમજી શકયો કે મારી નાલાયકી કયાં હતી! શરીરે હું સુદૃઢ અને કસરતી બાંધાનો હતો. શક્તિ ઘણી સારી. ઘણી વખત મારી ઉંમરના છોકરાઓમાં તકરાર થઈ મારામારી સુધી તે પહોંચતી ત્યારે હું બે જણને એકલો પૂરો પડતો. એટલે શરીરની બાબતમાં હું નોકરી માટે નાલાયક ઠર્યો એ મને ખૂંચ્યું છે અવશ્ય, પણ મેં હમેશાં એમ જ માન્યું છે કે ડૉકટરને કદાચ એવો મારામાં કંઈ દોષ દેખાયો હશે અથવા તેને તેવો પ્રમાણિક ભ્રમ થયો હશે, અને તેથી જ તેણે મને સારુ પ્રમાણપત્ર ન આપ્યું! ધાર્યું હોત તો હું એ ડૉકટર ઉપર એક બીજા મિત્ર ડૉકટરની ભલામણ લઈ જઈ શકત પણ તેમ કરવાનું મને યોગ્ય ન લાગ્યું. કારણ મને મારી તંદુરસ્તીની બાબતમાં પૂર્ણ વિશ્વાસ હતો. હું ડૉકટરી તપાસમાં નપાસ થયો અને રેલ્વેમાં ન જોડાયો એ એક રીતે તો સારું જ થયું એમ આજે મને લાગે છે. પણ તે વખતે તો મને તેથી ઘણીજ નિરાશા થઈ હતી.

પણ મારી એ નિરાશાનું વર્ણન હું અહીં નહિ કરૂં. આજે યુવાનોનો તો એ સામાન્ય અને રોજનો અનુભવ છે. એવી નિરાશા-માંથી કેટલાક આત્મહત્યા કરવા પણ પ્રેરાય છે. પણ મને મારા

જીવનમાં ભૂખે મરતાં કેટલાયે ગરીબોને જોવાના પ્રસંગો પ્રાપ્ત થયા છે. તેમની સાથે સરખાવતાં મારી આ નિરાશાની કશી જ કિંમત મને નથી લાગતી. આજે સમાજની જે પ્રકારની આર્થિક રચના છે તેમાં આવી નિરાશા કેટલાકના નશીબમાં લખાયેલી જ રહેવાની છે. અને છતાં એની એ સમાજરચનાને જાણે એ કીમતી જવાહિર ન હોય તેમ આપણે છાતીએ જ બાંધી રાખીએ છીએ. આપણે ઇચ્છીએ છીએ કે ધનવાનો આપણા તરફ સહાનુભૂતિની દૃષ્ટિથી જુવે પણ છેક છેવટના દરજ્જાના મજૂર—ગરીબ વર્ગ પ્રત્યે આપણે હમેશાં તિરસ્કારની દૃષ્ટિથી જ જોવાનાં. આપણે તેમનાથી કંઈ જૂદા છીએ એમજ હમેશાં આપણને લાગવાનું અને તેમની માફક મજૂરી કરીને રોજી મેળવવામાં આપણે નાનમ માનવાના. તે વખતે મને જે નિરાશા થઈ તેને પરિણામે મને પણ મારા જીવન વિષે મનમાં ધિક્કારની લાગણી થઈ આવી હશે. તે વખતે કદાચ જીવનનો અંત લાવવાની ઇચ્છા પણ પ્રબળ થઈ ઉઠી હશે. અને જો મને પિતાજીની હૂંફ ન હોત તો હું તે વખતે કોણ જાણે શું યે કરી બેસત. પણ મારું બધું અભિમાન, મોટાઈની બધી અભિલાષાઓ પાછળની તાવણીમાં ગળી ગઇ. હું દુનિયાને નમ્રતાથી જોતાં શીખ્યો.

મારા નોકરી માટેના બધા પ્રયત્નો તો નિષ્ફળ ગયા પણ મને નોકરી મળે તે માટેના પિતાજીના પ્રયત્નો તો હજી ચાલુ જ હતા અને છેવટે તેને પરિણામે વડોદરામાં મને એક કોંટ્રાકટરને ત્યાં એક હંગામી નોકરી મળી ગઈ અને હું તરત જ તે કામ ઉપર ચડી ગયો.

## પ્રકરણ પાંચમું

### એ આકર્ષણ

વડોદરામાં હું કૉન્ટ્રાકટરને ત્યાં કામ કરતો હતો તેવામાં એક વખતે કંઈ કામ સારુ મારે એક ગામ જવાનું થયું. એ ગામ અમારા ગામથી લગભગ દશેક માઈલ દૂર હશે. શું કામ હતું તે મને આજે યાદ નથી, પણ એટલું સ્મરણ છે કે કામ માત્ર એક જ દિવસનું હતું અને બીજે દિવસે તો મારે વડોદરા પહોંચી જવાનું હતું. હું પેલે ગામ વહેલો સવારના વખતમાં જ પહોંચ્યો અને જે કામ હતું તે પતાવતાં સાંજના પાંચેક વાગ્યા હશે. વડોદરા પાછા જવા સારુ તો મારે સવારની ગાડી લેવાની હતી. પહેલેથી જ એ નિશ્ચય હતો કે તે રાત મારે ત્યાં જ ગાળવી એટલે મારા શેઠે મારે સારુ ત્યાં રહેવા કરવાની સારી સોઈ કરાવી આપી હતી. પણ મને કંઈ એવી જ ઇચ્છા થઈ કે હું મારે ગામ જઈને રાત ગાળું તો કેમ? અહીંથી તે દશેક જ માઈલ દૂર છે અને જરૂર પડે એટલું તો હું સહેજે ચાલી શકીશ એવી મનમાં હિમ્મત હતી, તો શામાટે ઘેર ન જવું? સવારે ત્યાંથી નિકળીને સીધા વડોદરા ચાલ્યા જવાશે. ટ્રેન તો તે વખતે કોઈ મળે એમ હતી જ નહિ કે તેનો વિચાર કરવાનો હોય. અત્યારે

જેમ જગ્યાએ જગ્યાએ મોટર સર્વિસો શરૂ થઈ ગઈ છે તેવી મોટર સર્વિસો પણ તે વખતે ચાલુ નહોતી થઈ. અને દિવસો પણ વરસાદના હતા એટલે બીજાં વાહનો પણ મળી શકે એમ નહતું. એટલે એટલું ચાલી નાખવા સિવાય બીજો રસ્તોજ નહતો અને હું ચાલવા માટે તો તૈયારજ હતો. એક વખત મને કશી ઇચ્છા થઈ કે પછી તે સહેજે શમતી નથી. અને આ બાબતમાં તો તે વધારે ને વધારે પ્રબળ થતીજ ગઈ. મારા એક બાળમિત્ર મને ત્યાં મળી ગયા હતા. તે પણ મારી માફક કંઈ કામેજ ત્યાં આવેલા. અમારા ગામ સાથે આ ગામનો સંબંધજ એવો હતો કે કોઈને કોઈ તો ત્યાંથી આવતું હોયજ. મારા અને મારા તે મિત્રના આવવામાં માત્ર ભેદ એટલો હતો કે તે પોતાના કામે આવેલા અને હું મારા શોખના કામે. તેમને પણ પાછા તો જવુંજ હતું પણ બપોર પછી કંઈક વાદળાં જેવું જણાયું તેથી તેમણે તે દિવસે જવાનું માંડી વાળ્યું હતું. મેં તમને તૈયાર થવા કહ્યું. હા ના કરતાં તે છેવટે તૈયાર થયા. અમે બંને સશક્ત જવાનીને મદે ચડેલા યુવકો હતા. મને મારા આ પ્રવાસમાં આવો મિત્ર અને સાથી મળ્યા તેથી મારો ઉત્સાહ બમણો થયો. લગભગ સાંજના સાત વાગ્યાના સુમારે અમે બંનેએ ત્યાંથી ઘર તરફ પ્રયાણ કર્યું.

વરસાદના દિવસો હતા. અમે નિકળ્યા તેજ વખતે આકાશ પણ વાદળાંથી ઘેરાવા માંડ્યું. અમે થોડુંક જ ચાલ્યા હઈશું કે એટલામાં આખું આકાશ ઘનઘોર ઘેરાઈ ગયું અને વાદળોનાં અનેક ખંડોમાં વિજળી જાતજાતની રેખાઓ પાડી, કડાકા કરતી અદ્ભુત ખેલ ખેલી રહી. પણ મારો પગ જે ઘર તરફ જવા ઉપડેલો તે પાછું પગલું ભરવા તૈયાર નહતો. અને મારા આ ઉત્સાહમાં મારો મિત્ર પણ તણાયો. તેણે એમ માન્યું હશે કે નાનપણની મારી સાહસી પ્રકૃતિ આજે ફરી પ્રગટ થઈ છે. અને તેથી મારો ઉત્સાહ જોઈ તેને પણ રસ પડવા લાગ્યો.

અમે બંને જણ આ રીતે પોતપોતાની ધુનમાં મસ્ત બની ચાલ્યા જતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં અમે અમારા બાલજીવનની અનેક વાતો યાદ કરી, વર્તમાનના પણ સાથે સાથે વિચારો કર્યા અને એ રીતે અમે લગભગ એક માઇલ જેટલો માર્ગ કાપ્યો હશે, કે વરસાદ પડવો શરુ થયો. પહેલાં ઝીણા ઝીણા છાંટા પડયા, પછી સહેજ મોટાં અને પછી તેથી મોટાં ફોરાં પડવા લાગ્યાં અને પાંચ સાત મિનિટમાં તો મૂશળધાર વરસાદ પડવો શરુ થયો. મારો મિત્ર મૂંઝાયો અને તેણે બીતાં બીતાં પણ પાછા વળવાની સૂચના કરી. મને તે ન ગમી. મેં કહ્યું: "હવે નિકળ્યા તે નિકળ્યા, પાછા વળાયજ નહિ." અને અમે બરાબર આગળ વધતા જ ગયા.

અમારે ગામ જવાના બે રસ્તા હતા. એક સડકનો રસ્તો ચોખ્ખો અને સીધો. એ રસ્તે જવામાં લગભગ ૧૩ માઇલ જેટલું ચાલવું પડે એમ હતું. બીજો રસ્તો ટૂંકો પણ ખાડાટેકરાવાળો હતો અને એ નવ માઇલ જેટલો લાંબો હતો. એ રસ્તે જલ્દી પહોંચાશે એમ માનીને અમે એજ રસ્તો લીધો. એ રસ્તો તો અમારો પરિચિત હતો. પણ કુદરત અમારી વિરૂદ્ધ હતી. તેણે પોતાના બધા બળો અમારી સહામે એકત્ર કર્યાં હતાં. અંધારી રાત, તેમાં વાદળાં, ઉપરથી મૂશળધાર વરસાદ. એટલે એક હાથને અંતરે પણ કશું નહોતું દેખી શકાતું. અને તેમાં દેડકાનો 'ડરાઉં, ડરાઉં'નો અવાજ જાણે ડરાવતો ન હોય તેમ તમરાં અને બીજાં જંતુઓના ધ્વની સાથે મળીને કાન અને મન બંને ઉપર રાત્રિની શ્યામલ અસર પાડવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. પણ અમે તો એક બીજાના હાથમાં હાથ નાખીને ગમે તેમ રસ્તો કાપે જતા હતા. અને જેમ જેમ રસ્તો કપાતો જતો હતો તેમ તેમ મારા પગની ગતિ પણ વધતી જતી હતી. અમારા આ માર્ગક્રમણમાં ક્ષણક્ષણમાં થતી વિજળીનો ક્ષણિક પ્રકાશજ અમને માર્ગદર્શક થઈ પડતો હતો. એક ક્ષણ ટકનારી પરંતુ વારે વારે થતી વિદ્યુતરેખામાં સંસારનું સાચું ચિત્ર કોતરાતું જતું હતું. આ સંસાર

પણ ક્ષણપરિણામી છે, છતાં એનો પ્રવાહ તો સતત ચાલુ રહે છે. એના સાતત્યમાં એનું નિત્યત્વ છે. પણ એ ક્ષણપરિણામી છે એટલે ઘણાને ખાડામાં નાંખે છે. અમે પણ રસ્તામાં કેટલીયેવાર ખાડામાં પડ્યા, કાંટાળાં ઝાડવાંઓ ઉપર થઈને ચાલ્યા, અને થોડી સંપત્તિ મળ્યાથી ફૂલાઈ જતા ક્ષુદ્ર માણસોની માફક વેગથી વહેતાં નાળાઓમાં જાણે હમણાંજ તણાઈ ગયા, એવા પણ અનુભવો થયા. અને છતાં મારો વેગ જરાયે ઓછો ન થયો. તે વખતે પણ મનમાં એક પ્રકારનો હું ઉલ્લાસ અનુભવતો હતો. મારું શરીર જાણે કોઈ અદ્ભુત આકર્ષણથી ખેંચાઈને ચાલ્યું ન જતું હોય એવું ભાન થતું હતું. હું જાણતો હતો કે સવારમાં વહેલા ઊઠીને મારે વડોદરાની ગાડી પકડવાની છે, રાતના ૧૦ વાગ્યા પહેલાં હું ઘેર નહિ પહોંચી શકું અને ઘેર પહોંચીશ ત્યારે એટલો બધો પલળી ગયો હઈશ કે જે થોડા કલાક મને ઘેર રહેવાના મળશે તેમાં મને પોતાને કે ઘરનાં બીજાઓને પણ નિરાંતની ઊંઘ નથી મળવાની. પણ એ બધા વિચારો મને તુચ્છ લાગતા હતા. મારે તો તે દિવસે ગમે તેમ કરીને ઘેર પહોંચવું જ હતું, એટલો મારા હૃદયનો આવેગ હતો. અને તેથી જેમ જેમ ગામ પાસે આવતું ગયું તેમ તેમ મારો ચાલવાનો વેગ પણ વધતો ગયો, મારા મિત્રને તો મારી પાછળ ઘસડાવું જ પડતું હતું. તેને બિચારાને આવા અનુભવની ઇચ્છા નહોતી. પણ તે મારો જૂનો મિત્ર હતો એટલે કંઈ વધારે બોલી શકે એમ નહતો. અને જેમ જેમ ગામ નજીક આવતું ગયું તેમ તેમ તેનો ઉત્સાહ પણ વધવા લાગ્યો. સાહસના કોઈપણ કામમાં જેમ જેમ આપણે વધારે ખૂંચતા જઈએ છીએ તેમ તેમ તેનો અધિકને અધિક આનંદ આવતો જાય છે.

પરંતુ, અમે ગામમાં પગ મૂકયો ત્યારે લગભગ ૯॥ થયા હશે. ઇંદ્રભગવાન કોપ્યા હોય અને તે બાણવૃષ્ટિ કરે તેમ સહસ્ર ધારાએ વૃષ્ટિ થઈ રહી હતી એટલે તે દિવસે બધા પોતપોતાના

બારણાં બંધ કરીને ઘરની અંદર ભરાઈને બેઠા હતા. અમને ગામમાં પેસતાં આ દશામાં કોઈએ જોયા નહિ તેનો મને સંતોષ થયો. કેમ કે ગામમાં પગ મૂકતાં જ મારી સ્થિતિ બદલાઈ ગઈ હતી. રસ્તે ચાલવામાં મારા હૃદયમાં જે ઉત્સાહ હતો તે હવે ક્યાંનો ક્યાં અદૃશ્ય થઈ ગયો હતો. કોણ જાણે કેમ, તે વખતે પગ ભારે થઈ ગયા. અને પગલું જો કે આગળ ભરતો હતો છતાં પગ જાણે પાછળ ન પડતા હોય તેવો અનુભવ થયો હતો. મને તે વખતે એવી જ કંઈ ભયની તીવ્ર લાગણી થઈ આવી હતી કે 'કદાચ કોઈ મને જોઈ લેશે તો શું થશે; મને જો તે વખતે કોઈએ જોયો હોત તો શરમથી હું બેબાકળો બની ગયો હોત, એમ જ મને લાગતું હતું. આ દશામાં તેણે મને જોયો તે સારુ તે જોનાર પ્રત્યે પણ કદાચ તિરસ્કાર ઉપજ્યા વિના ન રહેત. પણ સદ્ભાગ્યે મારા ઓળખીતાઓમાંથી મને કોઈએ રસ્તામાં ન મળ્યું. અને પાણીમાં તરબોળ, હૃદયમાં આવા એક બીજાથી વિરોધી ભાવો અનુભવતો હું ઘેર પહોંચ્યો.

ઘરનું બારણું બંધ હતું. મેં તે ઠોક્યું. લગભગ બેત્રણ વખત મારે બારણું ઠોકવું પડ્યું હશે. એટલે મારા પિતાએ, 'અત્યારે કોણ આવ્યું હશે!' એવા વિચારમાં ધીરેધીરે આવીને બારણું ઉઘાડ્યું. અને તેમણે આગણામાં મને ઊભેલો જોયો!

મારું આખું શરીર પાણીથી તરબોળ હતું. કોટ અને ખમીસના દરેક છેડામાંથી પાણીની ધારો પડતી હતી. ધોતીયું શરીરે સાવ ચોંટી ગયું હતું, એવી મારી અદ્ભુત મૂર્તિ ફાનસના મંદ પ્રકાશમાં તેમણે જોઈ. તેમણે એક ક્ષણ તો નિર્નિમેશ દૃષ્ટિથી મારા તરફ જોયાં જ કર્યું. એ દૃષ્ટિમાં કંઈ અજબ તેજ હતું. એ જોઈને કોણ જાણે કેમ મારી આંખો નીચી નમી ગઈ. તેમની એ દૃષ્ટિમાં કેટલાયે ભાવો ભરેલા હશે, તેનું વિશ્લેષણ હું આજે પણ નહિ કરી શકું. પણ એની મારા હૃદય પર જે અસર થઈ

છે તે હું આજે પણ અનુભવું છું, જો કે તે વખતે હું તેમાંનું કશું જ નહોતો સમજી શક્યો. એ દૃષ્ટિમાં એટલું બળ હતું–ઉગ્ર નહિ પણ સૌમ્ય બળ હતું કે હૃદયને તેનો એક ધક્કો લાગ્યો અને પરિણામે જાણે હમણાં જ તે બંધ થઈ જશે એવી કંઈ લાગણી તે વખતે થઈ આવી. આથી મારા મનમાં એક પ્રકારનો ક્ષોભ થયો, જેનો પ્રકાર પણ હું તે વખતે નહોતો સમજી શક્યો. પણ એ ક્ષોભને કારણે મારા અંગ પ્રત્યંગમાં શિથિલતા આવી ગઈ હતી. પિતાજી વિશેષ કંઈ જ બોલ્યા નહિ. મને જોતાં જ તેમના મોંઢામાંથી માત્ર નીચેના જ ઉદ્ગાર નિકળ્યા 'રૂક, તું! અત્યારે આટલા વરસાદમાં! મારા કાગળમાં હું ...ગામ આવવાનો હતો તેના ખબર મેં તેમને આપેલા અને બાકીનું તેમણે પોતાની રીતે અનુમાનથી જાણી લીધું.

હું પિતાજીને નમસ્કાર કરી અવનત મસ્તકે ઘરની અંદર ચાલ્યો ગયો, કપડાં બદલ્યાં અને જમવાની ગોઠવણ થઈ એટલે રસોડામાં ગયો. પણ ત્યાં મેં શું જોયું? મેં ત્યાં સ્નેહસ્નિગ્ધ બે આંખો જોઈ કે જેના પાવક પ્રકાશમાં મારો બધો ક્ષોભ જેમ સૂર્યના તાપમાં બરફ ઓગળી જાય તેમ ઓગળી ગયો. તે નેત્રોમાં અજબ જ્યોતિ જળહળી રહી હતી. તે રાત મારે માટે સારું તેજ બે પ્રકાશ દીવડિયો હતી કે જેના પ્રકાશ સામું જોઈને હું બહારની પ્રકૃતિની ક્રુદ્ધ મુખમુદ્રા ભૂલી ગયો, અને એક ક્ષણ પહેલાનો બધો અનુભવ પણ વિસરી ગયો. શું એજ આકર્ષણ મને આ રીતે અહીં ખેંચી લાવ્યું હતું? એનો જવાબ કોણ આપી શકે? મનની ગતિ અને મનના વેગની અસરો ક્યાંસુધી અને કેટલે દૂર પહોંચતી હશે એનો હિસાબ કોણે કાઢ્યો છે?

## પ્રકરણ છઠ્ઠું

## જુદી જુદી દીશાએ

### (૧)

સવારે વહેલો ઉઠી થોડો નાસ્તો કરી વડોદરે જવા નીકળ્યો. હું આખી રાત જાગ્યો હતો અને ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં મેં અને કુસુમે અમારા જીવન સંબંધ ઘણી વાતો કરી નાંખી હતી. આખી રાત દરમ્યાન મને જરાપણ ઉદ્વેગ કે એવો કશો વિસંવાદી ભાવ ઉત્પન્ન થયો જણાયો નહિ. મન જાણે શાંત, સુપ્રસન્ન અને સ્થિર હોય એમ લાગતું હતું. પરંતુ વડોદરા જતાં રસ્તામાં જે વિચારો આવ્યા તે જૂદા જ હતા. રાત્રે જે મનની શાંતિ અને સ્થિરતા મેં અનુભવેલી, તે તો તેનો આવેગ ઘણો તીવ્ર હતો અને તેના વેગની સાથે હું પણ તણાયે જતો હતો એટલે ભ્રમરૂપે હતાં. અતિવેગથી જનારી ટ્રેનમાં બધાં બારીબારણા બંધ હોય, સેકંડ ક્લાસના ડબ્બામાં બેઠા હોઈએ કે જ્યાં ઘર્ષણનો અવાજ પણ ઓછો લાગે, અને એકાએક ઊંઘમાંથી જાગ્યા હોય, ત્યારે એક ક્ષણ માટે કેટલીક વખત એવો ભ્રમ થઈ જાય છે કે ટ્રેન સ્થિર ઉભી છે. પણ તે ગાડીને બહારથી જોનારો માણસ જાણે છે કે તે અતિવેગથી ચાલી રહી છે. તેને ભ્રમ થતો નથી. તેવીજ રીતે મનના ભયંકર વેગ સાથે તણાતાથી તેમાં મનુષ્યને સ્થિરતાનો, શાંતિનો કદાચ ભ્રમ થતો હશે!

પણ સવારે જ્યારે રાતનો આવેગ ઓછો થયો હતો ત્યારે મારા હૃદયમાં એક તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. રાતનો પેલો ક્ષણિક (!) ક્ષોભ બમણા વેગથી ઊઠયો. પિતાજીની તે વખતની દષ્ટિ-તેમની બે આંખોનું ચિત્ર કલ્પનામાં આવ્યું. તેના એકેએક પ્રકાશ કિરણમાંથી 'રૂદ્ર, તું! રૂદ્ર તું!' નો ભાવ પ્રગટ થતો હતો. તેની સાથે દુનિયાની મહત્ત્વાકાંક્ષાઓ, ધન, કીર્તિ, અધિકારની કલ્પનાઓ પણ ઊઠતી હતી. ત્યારે બીજી બાજુએ જળહળતી પ્રેમની એ જ્યોતિ જેવું કુસુમની આંખોનું ચિત્ર પણ એક નવી કલ્પના, નવું સ્ફુરણ કરાવતું હતું.

સાચો પ્રેમ એ મહત્ત્વની વસ્તુ છે. તે મનુષ્યને આ પૃથ્વી ઉપરથી ઉપાડીને સ્વર્ગમાં પહોંચાડી દે છે. એની પાવક અસર નીચે આવ્યો તે તરી ગયો. એની આગળ દુનિયાનું આખું રાજ્ય પણ તુચ્છ લાગે એવો એનો પ્રભાવ છે.

પણ અમારો પ્રેમ કેવો હતો? સાચો હતો? જે પ્રેમની પાવક શક્તિનું આટલું સ્તવન કરવામાં આવે છે તેવો એ પ્રેમ હતો? કલ્પનામાં પિતાજીની પેલી બે આંખો તરફ જોતાં આ પ્રશ્ન ઊઠયો. પણ એનો જવાબ હૃદયના ઊંડાણમાંથી ન મળ્યો. ઉદ્ધત મને એક વખત 'હા, હા, અમારો પ્રેમ એવો છે' એવું કહેવાની હિમ્મત કરી, પણ પિતાજીની આંખોના પ્રકાશ આગળ એ શબ્દો તે બોલી શકે તે પહેલાંજ તે થીજી ગયું.

ત્યારે પ્રિયતમાની આંખોમાં પ્રેમની જે જળહળતી જ્યોતિ મેં જોઇ હતી તે શું ખોટી હતી? એમાં પણ મને શું કંઇ ભ્રમ થયો હતો? હૃદય એ કબૂલ કરવા તૈયાર નહતું, એ નેત્રોમાં તે વખતે સાચા પ્રેમની જ્યોતિ પ્રગટી હતી એ વિષે મને જરાયે શંકા નથી.

હું વધારે ને વધારે ગૂંચાતો ગયો. કશી જ સમજણ પડતી નહોતી. ત્યાં વિચાર આવ્યો. પ્રેમ એટલે શું? પ્રેમ એટલે આત્માની ભૂખ? પણ એ ભૂખ કેમ જાગે છે? એનો જવાબ કોણ આપે?

પણ આત્માની ભૂખ સતત ચાલુ હોય છે. એ ચંચળ મનના મનુષ્યથી ઓળખાતી નથી. અને કોનું મન ચંચળ નથી હોતું? પણ આત્માને શેની ભૂખ હોય છે? સ્વપ્રકાશના વ્યાપકપણાના અનુભવની? અને તેથી જ તો જે સુખમાં વિશદતા, પ્રસન્નતા હોય છે તે સાચું સુખ કહેવાય છે. પણ જેમાં વ્યગ્રતા, સંકુચિતતા કે આવેગ હોય છે તે સાચું સુખ નહિ પણ તેનો આભાસ માત્ર હોય છે. સંકલ્પ–વિકલ્પ કરનારુ મન સૂંઠને ગાંગડે ગાંધી થવાનો હમેશાં પ્રયત્ન કરે છે અને તેના આ પ્રયત્નમાંથી જ આટલો મોટો સંસાર રચાયો છે એમ કહેવાય છે. મનુષ્યના આત્માના પ્રકાશને આછો અધૂરો મેળવીને ક્ષૂદ્ર નદીનાળાની માફક ઊભરાઈ જતું મન ઇંદ્રિયોના વિષયો તરફ દોડયાં કરે છે અને તેમાંથી કામ, ક્રોધ, મદ લોભ જેવા વિકારો ઉત્પન્ન થાય છે. એટલે ઇંદ્રિયજન્ય સુખથી માનવી જ્યારે ઊંચો ઊઠે છે ત્યારે જ તેને આત્માનું ખરું સુખ પ્રાપ્ત થાય છે. પણ આત્મા એટલે શું? કામ, ક્રોધ, સુખ, શાંતિ ઇત્યાદિના અનુભવ પાછળ જે એક સત્તા રહેલી છે, જેનાથી એ બધાનું સંચાલન થાય છે, જેને લઈને એ બધામાં વિવેક કરવો પડે છે તે આત્મા? મનુષ્યના આત્માની દુર્બળતા કે સબળતા તેના ચારિત્ર ઉપરથી થાય છે અને ચારિત્ર શું છે? સારા નરસા વિકારોના ઓછાવત્તા આવેગોની અસરોના સમીકરણમાંથી બનેલું એક માનસિક ચિત્ર? જો એમ જ હોય તો આત્માને ઓળખવાનું એક માત્ર સાધન જીવનમાં રહેલા સારા નરસા વિકારો છે. તેના દ્વારા આછો અધૂરો અને વિકૃત પણ આત્માનો પ્રકાશ આપણે અનુભવીએ છીએ. એ વિકારો જેમજેમ શુદ્ધ થતા જાય તેમતેમ જીવનની વિશદતા અને પ્રસન્નતા વધતી જાય છે. આવી શુદ્ધિની પળો ખરાબમાં ખરાબ માણસના જીવનમાં પણ આવે જ છે. એ અનુભવની ઘડીઓ જીવનની અમૂલ્ય ઘડીઓ છે. પણ એ ક્યારે આવે છે તે કોણ કહી શકે?

મારાં પત્નીની આંખમાં જે પ્રકાશ તે દિવસે મેં જોયેલો તે શુદ્ધ હતો અને તેથી જ તો મારો ક્ષોભ દૂર કરવા તે સમર્થ થયો. એક ક્ષણથી વધારે તે ત્યાં ટકી ન શક્યો એ વાત સાચી. પણ તે એક ક્ષણને માટે પણ જે પ્રકાશ જોયેલો તે તેના આત્માનો જ હતો એમ મને લાગ્યું. વિકારની છાયા તેમાં મને નહોતી જણાઈ. પણ પાછળથી અમે એ આધ્યાત્મિક અનુભવ ઉપરથી ઇંદ્રિય સુખના ખાડામાં ગબડી અવશ્ય પડચાં. કારણ દેહ અને આત્માના ધર્મો એટલા બધા ગૂંથાયેલા છે કે તેને જુદા પાડવા એ સાધારણ માણસનું કામ નથી. તે બિચારો તો તેમાં ફસાઈ જ પડવાનો. એમાં જે ફસાવા ન ઇચ્છે તેને સાધનાની જરુર રહે છે. પણ તેટલું બળ અમારામાં નહતું.

મેં મારા બધા આ વિચારો મારા પત્નીને લખી પણ જણાવ્યા હતા. પણ તેણે મને લાગે છે કે મારો તે કાગળ પણ ન જ વાંચ્યો. તે વખતે તેની વિચારસરણી કોઈ જુદી જ દિશામાં કામ કરી રહી હતી.

## (૨)

કોંટ્રાકટરની નોકરીમાં મારે અનેક પ્રકારનાં કામો કરવાનાં હતાં. તેણે કેટલીયે જાતના કોંટ્રકટો લીધેલા. અમદાવાદની છાવણીમાં સીધું અને ઘાસ વગેરે પહોંચાડવાનો એનો કોંટ્રાકટ, જેલમાં અનાજ પહોંચાડવાનો, અને તેનો બનેલો માલ વેચવાનો પણ એનો કોંટ્રાકટ કેટલીક જગ્યાએ તે કોંટ્રાકટથી (!) ખેતી પણ કરાવે! એવાં અનેક પરચુરણ કામો તેણે માથે લીધેલાં અને મારે એ શેઠની કારકૂની કરવાની, તેમના સંદેશા લઈ જવા લાવવાના, મજૂરો મારફત કરાવવામાં આવતાં કામોમાં મુકાદમી પણ કરવાની! શેઠનો વ્યવહાર મને મુદ્દલ નહોતો ગમતો. શેઠ નાનામાંથી પોતાની મહેનત(!) થી આટલા મોટા થયેલા અને પાસે પૈસો સારો એટલે તેનું એમને

કંઈક અભિમાન પણ હતું. અને તેથી અમારા જેવા તેમના તાબેદારો (!) સાથે તેઓ હંમેશા તોછડાઈથી જ વર્તતા. તેમાં તે પોતાનો મોભો મનાતા હતા. બોલવાનું તેમનું કશું જ ઠેકાણું નહોતું. છતાં જેમને નોકરી કરવી હોય તેમણે તે બધું સહન કરવું જોઈએ! અને શેઠને તો જોઈએ એટલાં માણસ મળી રહેતા એટલે એમને તો પોતાની ટેવ સુધારવાની જરુર શેની લાગે? મજૂરી કરીને પોતાની રોજી પેદા કરવી અને હમેશાં પોતાનું સ્વમાન જાળવવું એવી માન્યતા લોકોમાં તે વખતે નહોતી, આજે પણ નથી. મજૂરી કરવામાં તો હીણપદ લેખાય છે. પણ નોકર શેઠના તરફથી કરવામાં આવેલાં બધાં અપમાનો ગળી જાય તેમાં તેની હોશિયારી અને ડહાપણ ગણાય છે.

આર્થિક વિષમતા આપણા સમાજજીવનમાં જે ઉદ્ધત ભાગ ભજવે છે તેનો અહીં મને પ્રથમ અનુભવ થયો અને તેથી હું સહેજ ગભરાયો પણ ખરો. શેઠને પણ એમ થવા માંડયું હતું કે આપણે જેવો જોઈએ છે તેવો આ માણસ નથી.

અમદાવાદની છાવણીમાં એક દિવસ ઘાસ પહોંચાડવા મારે જવાનું હતું. ઘાસની અમુક ગાંસડીઓ અસારવા સ્ટેશને ઉતરેલી. તેને રીતસર છાવણીમાં પહોંચાડીને મારે તે પહોંચ્યાની રસીદ લેવાની હતી. હું એકલો નહોતો. મારી સાથે શેઠનો એક અનુભવી નોકર હતો. સ્ટેશનથી છાવણી સુધી ઘાસ લઈ જવા માટે બેલગાડીઓનો ઉપયોગ તે વખતે કરવાનો હતો. ગાડીઓ ભરાવીને ઘાસ રવાના કરવાનું કામ પેલા ભાઈ કરતા હતા ને હું છાવણીમાં બેઠોબેઠો ત્યાંના સારજંટને ઘાસની ગાંસડીઓ સોંપવાનું કામ કરતો હતો. તેમાં એક અણઘડ ગાડાવાળો આવ્યો. મારૂં ધ્યાન તે વખતે બીજી તરફ હતું અને સારજંટે તેને અમુક જગ્યાએથી ગાડી વાળી અમુક જગ્યાએ લઈ જવાનું કહ્યું. પણ પેલો બિચારો કંઈ સમજ્યો નહિ, એટલે સારજંટ ચીડાયો. તેણે તરત કશોયે વિચાર કર્યા વિના

પેલાને એક સોટી મારી અને કહ્યું: "ગઢા, સુનટા નહીં હૈ? ઈધર હાંકને કો હમ કહટા હૈ ઔર ટુમ કિઢર હાંકટા હૈ?" સારજંટે આ સોટી મારી તે મેં જોઈ. પેલા ગાડીવાનનો બિચારાનો કશો જ વાંક નહોતો. એ સમજ્યો નહિ એમાં એ શું કરે? મારાથી સારજંટનો આ વ્યવહાર સહન ન થયો. મેં કહ્યું: "તેને શું કરવા માર્યો. તમારે તો મને કહેવું જોઈતું હતું."

તે કહે: "તેને મેં કહ્યું તે તેણે સાંભળવું જોઈતું હતું અને મને પણ કંઈ કામ લેતા આવડે છે, સમજ્યા."

"પણ એ તમારૂં કામજ નહોતું. એ તો મારૂં કામ હતું. તમે જ્યાં કહ્યું હોત ત્યાં એ ઘાસ નંખાવી આપત. તમારે આ રીતે વચમાં આવવાની કંઈજ જરૂર નહોતી."

સારજંટ મારી સામું જોઈ રહ્યો. તે કંઈ વધારે તો ન બોલ્યો માત્ર મને ચીડવતો હોય તેમ 'અચ્છા, અચ્છા' કહી બીજી તરફ ફરી ગયો. હું ચીડાયો તો ખરો પણ એ પ્રકરણ ત્યાંજ પતાવી દેવામાં મને ડહાપણ લાગ્યું! ઊંડે ઊંડે મનમાં તે વખતે એવી થોડી બીક પણ હશે કે કદાચ એ મનેયે અહીં મારી બેસે તો હું શું કરી શકું? તેથી તો ઉલ્ટો હુંજ માનભંગ થાઉં અને તેને સંતોષ મળે તે જુદો. એના કરતાં તો ચૂપ રહેવું સારૂં!

પણ આ બનાવ પછી થોડા દિવસમાંજ મને મારા શેઠે બોલાવી રજા આપી દીધી. તેમણે કહ્યું: "તું અમને અમારા ધંધામાં ન પાલવે. અમારા ધંધામાં તો સાહેબોની થોડી ઘણી ખુશામદ તો કરવીજ પડે અને તું આવા ઝગડા કરતો ફરે તે કેમ ચાલે? જા, આજથી તું છૂટો છે. તારો ચડેલો પગાર આ રહ્યો?"

મેં મૂંગે મોઢે શેઠની રજા લીધી અને સીધો ઘેર પહોંચી ગયો.

(૩)

કુસુમ ઘરમાં એકલીજ હતી. માતા કંઈ કામ સારુ બહાર ગઈ હતી. હું તે દિવસે ઘરમાં ગયો ત્યારે તે એક થાળીમાં ચોખા લઈ વીણુતી હતી. પણ હું ઘરમાં દાખલ થયો ત્યારે અરધા વીણેલા ચોખાની થાળી એના લાંબા કરેલા બે પગ ઉપર મૂકીને તે કંઈ વિચારમાં મગ્ન હોય તેમ બેઠી હતી. મેં જરા પાછળથી ધીમે પગે જઈને તેના ગાલ ઉપર હળવેથી સ્પર્શ કર્યો. આવા અકસ્માત થયેલા સ્પર્શથી તે ચમકી ઉઠી. પગ ઉપરથી થાળી ગબડી પડી વીણેલા અણુવીણેલા ચોખા બધા ભેગા થઈ ગયા. તે ગભરાઈ ગઈ હોય તેમ બોલીઃ ‘ બળ્યું આ શી અટકચાળી રીત! હમણાં બા આવશે અને ચોખા વીણેલા નહિ હોય તો શું કહેશે ? ”

“ ચાલ હું તને ચોખા વીણાવા લાગું. આપણે બંને થોડી-વારમાંજ તે પૂરા કરી નાંખીશું. ”

“ વીણ્યા તમે ! અને બા આવે અને આપણને આમ જુએ તો શું થાય ?”

“ શું કહે ! ચોખા વીણાયેલા તૈયાર જુએ એટલે રાજી થાય.”

“ તમને તો મશ્કરીજ સૂઝે છે પણ હમણાં થોડીવાર ઉપરજ તેમણે મને શું શું કહ્યું છે તે તમે સાંભળ્યું હોય તો કંઈ સમજો.” તેણે ઉદાસ થઈને કહ્યું. તેની આંખમાં સહેજ પાણી પણ ભરાયું હશે.

“ આજ સવારે સહેજ શરીર દુખતું હતું એટલે મોડાં ઉઠાયું અને ચૂલામાં બળતણુ મૂકતાં વાર થઈ એટલે બા ખીજાયાં. મારાં પીયરિયાંને સંભાર્યાં, મને કશું કામ શીખવ્યું નથી, વિવેક નથી શીખ-વ્યો વગેરે કેટલાં વાનાં કહ્યાં. અને કહ્યું કે “ હું તો તમારે કોટે વળગાડેલું ઝોડ છું ! મારે બદલે બીજી આવી હોત તો, આટલે તો ઘરમાં બે દીકરા રમતા હોત ! ”

"છોને બોલે, આપણે શું કામ એવું સાંભળીએ. એમાં કશું ઓછું ન લગાડતી. બા એમ બોલે એમાં થઈ શું ગયું?"

"તમારે ક્યાં સાંભળવું છે કે તમે એ સમજો! કાન તો અમારા કોરાઈ જાય છે."

હું કુસુમના મનનું દુઃખ સમજી શકું એમ નહતું. મેં તેને મારાથી બનતું આશ્વાસન આપ્યું. એ આશ્વાસનની તેના મન પર કશી અસર થઈ કે નહિ તે કળવું મુશ્કેલ હતું. તેના મનમાં જે ઝીણી ઝીણી વ્યવહારિક વાસનાઓ ઉત્પન્ન થઈ હતી તે બધી મારા હૃદયને સહેજે સમજાય એવી પણ નહતી, એટલે મેં કહ્યું: "છોકરાં અત્યારથી શું કામ જોઈએ? ઘરડાંઓને તો કશી ગમ મળે નહિ એટલે એવું કહે. પણ આપણે એ વિચાર શું કરવા કરવો પડે?" પછી મેં ભાવનાના ઉદ્રેકમાં તણાઈને કહ્યું: "મારે માટે તો તું જ બસ છે. છોકરાંની લપ મારે નથી જોઈતી. તું મારા પ્રેમમાં અને હું તારા પ્રેમમાં એમ આપણે બંને એકબીજાને માટે જ જીવીએ એમાં જ આનંદ છે."

તે મારા સામે જોઈ રહી. મેં ભાવાવેશમાં તેને મારા બાહુ-પાશમાં વીંટાવી લીધી. તે મારા હૃદય સાથે વળગી રહી ખરી પણ મારા અને તેના હૃદયનું સ્પન્દન તે દિવસે એકબીજા સાથે જેવું જોઈએ તેવું ભળી ન શક્યું. તેના હૃદયમાં કંઈ જુદી જ જાતનો ધડકારો ચાલી રહ્યો હતો અને મારા હૃદયનો પડઘો જુદો જ હતો. તેણે ધીરે ધીરે અચકાતાં અચકાતાં કહ્યું: "પણ લોકો ક્યાં જંપવા દે છે. તેમને તો મારામાં જ કંઈ દોષ હશે એમ લાગે છે અને જ્યારે એવું કંઈ હું સાંભળું છું ત્યારે મને કંઈ કંઈ થઈ જાય છે."

એ 'કંઈ કંઈ' શું હશે તેની કોને ખબર? પણ મારા પત્નીને પણ હવે સંતાનની ઇચ્છા થવા લાગી હતી અને છતાં તે પ્રગટ કરી શકે એમ નહતું. પતિની સાથે અમુક વખત સુધી

રહેવા છતાં ઘણી સ્ત્રીઓ તેના આગળ પોતાના મનની વાત નથી કરી શકતી. કુસુમે હવે તો ઘરના કામકાજમાં પણ રસ લેવા માંડયો હતો. પણ અનઆવડત અને એ ઉમરમાં આવે છે તેવી સ્વાભાવિક ઉતાવળ કે આળસના એક વિચિત્ર મિશ્રણને કારણે તેનાથી ઘણી ભૂલો પણ થતી હતી. અને માતાથી તે સહન ન થતું.

કેરી કાચી હોય છે ત્યારે તેને પકવવા સારુ આપણે તેને હુંફાળા પરાળમાં મૂકીએ છીએ અને તે પાકતાં સુધી રાહ જોઈએ છીએ. ફુલની કુમળી કળી તોડી હોય તો તેના પર પાણી છાંટી તેને ખીલવવાનો અવકાશ આપીએ છીએ. પરંતુ સ્ત્રીઓની બાબતમાં આપણે એવી ધીરજ કે ઉદારતા નથી દેખાડતા. ગૃહસ્થાશ્રમમાં પડવા સારુ કેવળ તનની જ યોગ્યતા નહિ પણ મનની પણ કેળવણી પૂરી થવાની જરુર છે એ આપણને સમજાતું નથી. સંતાન ગર્ભમાં ધારણ કરવાની શક્તિ આવે પણ તેને ઉછેરવાની, કેળવવાની જે લાયકાત જોઈએ તે જ્યાંસુધી નથી પ્રાપ્ત થઈ ત્યાંસુધી માતા થવાની ઇચ્છા કરવી શું એ ખોટું નથી? ઘર ચલાવવામાં પણ અમુક પ્રકારની વ્યવસ્થાશક્તિ, સંયમ અને ઉદારતાની જરુર હોય છે. પતિને રીઝવવામાં જ નહિ પણ તેના જીવનને ઘડવામાં પત્નીનો પૂરો હિસ્સો હોવો જોઈએ. પતિએ પણ પત્નીના ઘડતરમાં પોતાનો ફાળો આપવો જોઈએ એ સનાતન સત્ય કોણ જાણે કયા માયા-બળથી ઢંકાયેલું રહે છે?

મારાં પત્નીએ કોણ જાણે માતા થવાના અનુભવના આનંદ વિષે શું શું કલ્પના કરી હશે. પણ તેની જવાબદારીનો તો તેને ખ્યાલ પણ નહિ આવ્યો હોય. મારા ઉપર પણ તેનો બોજ કેટલો વધે તેની પણ તેને કલ્પના નહિ હોય. તે વખતની પોતાના તન અને મનના વિકાસની દૃષ્ટિ પ્રમાણે પોતાના વ્યક્તિત્વના—આત્માના વિકાસને સારુ એની જ ખોટ તેને તો લાગતી હશે અને તેથી જ એ ભૂખ તેનાં અંતરમાં જાગી હશે. મનની આવી ભૂખ જ્યારે જાગે

છે ત્યારે તે કેવી રીતે જાગે છે, કેમ જાગે છે એ કંઈ બધા સમજી શકતા નથી. "સંસાર એ ભૂમિતિની માપસરની આકૃતિ નથી પણ કોઈ મહાકળાકારની પીંછીએથી ઉતરેલી મહાકળા છે." એ કળાનો આનંદ લેવાને દૃષ્ટિ જોઈએ છે અને એ આનંદ પ્રાપ્ત કરવા જે જરુરનું છે તે તપ વેઠવા શક્તિ પણ જોઈએ છે.

(૪)

કુસુમને ગુજરાતી લખતાં વાંચતાં તો આવડતું જ હતું. મેં એને મારી પસંદગીની કેટલીક ચોપડીઓ વાંચવા આપી હતી. પરંતુ તેમાંની ઘણી તો તેણે વાંચી જ નહિ. હું તેને પુસ્તકો વાંચવાનો આગ્રહ કરતો પણ તે કહેતી કે "મને વખત જ કયાં છે ? દિવસે હું ઘરનું કામ કરૂં કે વાંચું ?" અને જ્યારે રાતની વાત કરતો ત્યારેયે તે કહેતી. "રાતે પણ મને કયાં વખત મળે છે ?" વાત સાચી હતી. પણ તેનું વાંચન થોડુંઘણું વધે એવી મારી ઇચ્છા હતી. એટલે મને સહેજે એવી કલ્પના આવી કે રાત્રે હું જ તેને કંઈ વંચાવું તો કેમ ? વાંચવા માટે અમે કોઈ ખાસ પુસ્તક પસંદ નહોતું કર્યું. મારી મરજીમાં આવે તે પુસ્તક હું લઈ બેસતો અને તે વાંચવા તેને કહેતો. પણ એક પણ પૃષ્ઠ પૂરૂં વંચાયું નહોય ત્યાં તો મન બીજી જ વાતો તરફ દોરવાઈ જતું. પુસ્તક ત્યાંનું ત્યાં પડી રહેતું અને અમે ટીંખળ ઉપર ચડી જતાં. અમે કશું જ વાંચી નહોતાં શકતાં. ઘણી વખત પ્રયત્નપૂર્વક વાંચનને વળગી રહેવાનો હું તેને આગ્રહ કરતો પણ તે કોણ જાણે શી રીતે પણ એ સમજી જતી કે મારો આગ્રહ સાવ પોલો છે. અને તેથી જ્યારે પણ હું કંઈ આવો આગ્રહ કરતો ત્યારે તે તરત જ પુસ્તક બંધ કરી ઊંચું મૂકી દેતી અને મારી સામે આવી મારી આંખમાં કશું વાંચતી નહોય તેમ બેસતી અને "લો ત્યારે વાંચુ" કહી સ્મિત કરતી અને જેટલું કંઈ વાંચ્યું હોય અથવા જે વાંચવાનું હોય તે અમારી નજર આગળથી અદૃશ્ય થઈ જતું. મને આથી ઘણી વખત કંટાળો આવતો. મારૂં ધાર્યું ન થતું

એ મને ગમતું નહિ અને એનો બધો દોષ મારાં પત્નીને જ માથે ચડાવતો. તેને ભણવું નથી તેથી જ તે ભણવામાં કશી પ્રગતિ નથી કરી શકતી એમ મેં માની લીધું હતું. મારા હૃદયના ભાવો અને ભાવનામય વિચારો તે ઘણી વખત નહોતી સમજી શકતી એટલે મને અસંતોષ તો હતો જ. પરંતુ તે ભણીને, બુદ્ધિ ખીલવીને તે બધા સમજવા જેટલી યોગ્યતા પણ નથી મેળવતી એનો અસંતોષ વધ્યો.

એક દિવસ મારા એક મિત્ર ઘેર આવેલા તે વખતે અમે બંને મિત્રો એકબીજાને પોતપોતાના એકાંત સુખદુઃખની વાતો કરી તેમાં ભાગીદાર બનાવી રહ્યા હતા ત્યાં કુસુમ પણ આવી પહોંચી. અમારી વાતો તો તે વખતે બંધ થઈ ગઈ પણ મારા મિત્રે વાતમાં ને વાતમાં કુસુમને કહ્યું: "તમે કેમ ભણતા નથી? ભણવાનું તમને નથી ગમતું? રુદ્રને તમને ભણાવવાની ઘણી હોંશ છે. એ કહે છે કે ભણવામાં તમારૂં મન જ નથી લાગતું."

કુસુમે જરા શરમાતાં શરમાતાં જવાબ આપ્યો "હું ક્યાં ના પાડું છું! એજ ક્યાં મને મન દઈને ભણાવે છે. આખો દિવસ કામ કરીને થાકી ગઈ હોઉં છતાં રાત્રે એ કહે છે ત્યારે ચોપડી લઈને બેસું તો છું; પણ કોઈ વખત એમને ઊંઘ આવતી હોય તો કોઈ વખત કંઈ જુદાજ વિચારે ચડી ગયેલા હોય છે. એટલે મારા ભણવા તરફ એમનું ધ્યાન જ નથી હોતું.' '

"રુદ્ર, જો કુસુમ બહેને તો તારો વાંક કાઢયો. તું તો રોજ એમનો જ વાંક કાઢતો હતો ને? હવે જવાબ આપ." મિત્રે ટકોર કરી.

થોડી વાર ઉપર જ હું કુસુમનો વાંક કાઢી રહ્યો હતો. એટલે તેનો ઉપલો જવાબ મને મુદ્દલ ન ગમ્યો. હું મનમાં ને મનમાં તેના પર ચીડાયો. તે વખતે તો કંઈ ઉડાઉ જવાબ આપી મેં વાત

ઉડાવી દીધી પણ કુસુમ ઉપરની ચીડ મારા મન ઉપર અસર કરી ગઈ કારણુ તેણે કહી તે વાત સાચી હતી.

રાત્રે એકાંતમાં જ્યારે અમે પતિ પત્ની મલ્યાં ત્યારે મેં તેના ઉપર મારો રોષ તેને સખત શબ્દો કહી ખાલી કર્યો. કુસુમ તો એબાકળી બનીને મારા સામું જ જોઈ રહી. તેને બિચારીને મનમાં તે વખતે એમ થતું હશે કે પોતાના મિત્ર પાસે એ મારી નાલેશી કરે છે અને જ્યારે હું સાચી વાત કહું છું ત્યારે મારા ઉપર ગુસ્સો કરે છે, એ કેવો ન્યાય!

ખરી વાત તો એ છે કે અમારો કોઈનો જ વાંક નહતો અને જો વાંક હતો તે બંનેનો હતો. અમે એક બીજાથી છૂટા હોઈએ ત્યારે કેટલાયે શુભ મનોરથો બાંધતાં હતાં. હું તો તેને ભણાવવાના અને બીજી રીતે કેળવવાના કેટલાયે વિચારો કરતો હતો. કુસુમને પણ ભણવાની ઇચ્છા નહોતી એમ નહિ અને તે ઉપરાંત વળી તે પોતાના મનોરથો; જેવા કે મને સુખી કરવાના, પોતે સુખી થવાના, ગૃહસ્થાશ્રમની દૃષ્ટિએ ઘર અને સંતાનના, એવા કેટલાયે મનોરથો ઘડતી હશે. પણ રાતના જ્યારે અમે ભેગાં મળતાં ત્યારે અમે બધું જ ભૂલી જતા અને સંસારના પેલા સનાતન આકર્ષણમાં ખેંચાઈ જતાં.

અમને હવે એકબીજાં સાથે રહેતાં ત્રણેક વર્ષ થયાં હશે. અને તેથી અમે એક બીજાને સારી પેઠે ઓળખી ગયા છીએ એમ માનતા હતા પણ સાચી વાત તો એથી જુદી જ હતી. હજી અમે એક બીજાને ઓળખી જ નહોતાં શકયાં. હજી અમે એક બીજાનાં હૃદયના ઊંડાણુમાં ડોકિયું નહોતા કરી શકયાં. આંખો હોવા છતાં તે દિવસોમાં અમે આંધળા જેવા થઈ ગયાં હતાં. બુદ્ધિ હોવા છતાં અમને કશું ભાન નહોતું રહ્યું. કુસુમનો આત્માને તેનું વ્યક્તિત્વ કેવું છે, તે કયી તરફ વિકાસ માગે છે, તે જાણવાનો મેં કશો જ પ્રયત્ન નહોતો કર્યો. કુસુમને તો મારા આત્માને, મારા વ્યક્તિત્વને સમ-

જવાની શક્તિ જ નહતી. આ દશામાં અમારો બધો વ્યવહાર એક સહજ આવેગજન્ય સંસ્કારોથી જ ચાલતો હતો. કોઈ કોઈ વખત અમે અણધાર્યા એ સંસ્કારોથી પર થઈ જતાં હતાં અને કંઈ અદ્‌ભુત પ્રકાશ અને આનંદ અનુભવતા. પણ તેવી ઘડીઓ પણ હવે તો ઓછી થતી ચાલી હતી અને તેથી જ્યારે અમારામાં હવે કશો મતભેદ ઉત્પન્ન થતો ત્યારે તેને અમે ઘણું મહત્ત્વ આપતાં હતાં. તે વખતે અમે એકબીજાથી ઘણાં દૂર દૂર ન હોઇએ એવી કંઇ લાગણી મને થતી હતી. અને જેમ જેમ એવા વધારે ને વધારે અનુભવ થતા ગયા તેમ તેમ મારી તેના પ્રત્યેની સહાનુભૂતિ પણ ઓછી થતી ચાલી. હું કુસુમ પ્રત્યેનું મારૂં કર્તવ્ય પૂરેપૂરું બજાવતો હતો એવું મને અભિમાન હતું અને તે મિત્રોમાં પ્રગટ પણ કરતો. કુસુમ ભણેલીગણેલી ન હોવા છતાં તેને નભાવી લેવાની કળા મને સિદ્ધ થઈ ગઈ હતી એમ હું માનતો હતો. પણ કર્તવ્યની શુષ્ક ભાવના હૃદય ઉપર બહુ થોડી જ અસર કરે છે અને જ્યારે કરે છે ત્યારે ઉલ્ટી અસર કરે છે. તેનાથી હૃદય સંકોચાઈ જાય છે. હૃદયને તો હૃદયની હૂંફ જોઈએ છે. પ્રેમ અને સહાનુભૂતિથી ઉભરાઈ જતા હૃદયમાંથી જે સ્વાભાવિક કર્તવ્યવૃત્તિ જાગૃત થાય છે તેના વડે જ જીવન સ-રસ બને છે. જીવનમાં એ સરસતાનો અભાવ અમને હવે કંઈક લાગવા માંડ્યો હતો, પણ મારૂં અભિમાન તે સ્વીકારવા તૈયાર નહતું.

## પ્રકરણ સાતમું

## અણધારી અસરો

### ૨

રાત્રિના દશ વાગ્યા હશે. ઘરનાં બધાં પરવારીને સૂઈ ગયાં હતાં. હું મારા મિત્રને ત્યાં ગયો હતો. મિત્ર શેતરંજના શોખીન હતાં. મને પણ તેમાં થોડો રસ હતો એટલે તેમની સાથે બે એક બાજી રમવામાં જરા મોડું થયું હતું. હું જેવો આવ્યો તેવો જ મારા ઓરડામાં ગયો. કુસુમ પથારીમાં આડી સૂતી હતી. મારાં પગલાંનો અવાજ સાંભળીને પણ તેણે મારા તરફ જોયું નહિ. મને આશ્ચર્ય થયું. તે ઊંઘી ગઈ હોય એમ તો કેમ જ બને? અત્યાર સુધી તો કોઈ દિવસ એમ બન્યું નહતું. અને હજી તો દશ જ વાગ્યા હતા. સાધારણ રીતે તે મારી વાટ જોઈ બેસી રહેતી અને આજે હું ઓરડામાં ગયો છતાં જાણે કંઈજ નથી બન્યું એવો દેખાવ તેણે કર્યો હતો. આજ કંઈ નવું બન્યું હોવું જોઈએ એમ મને લાગ્યું. મેં ધીરે રહીને તેને ખભે હાથ મૂકી હળવેથી તેને ઢંઢોળી અને 'કુસુમ, કુસુમ' કરી બોલાવી. કંઈ જવાબ ન મળ્યો એટલું જ નહિ પણ તેણે મારો હાથ પોતાના ખભા ઉપરથી ખસેડી નાંખ્યો અને જાણે ઊંઘમાં ન હોય તેમ શાંત પડી રહી. મેં વળી તેને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. આ વખતે પણ તેણે મારો હાથ તરછોડી નાંખ્યો અને કહ્યું. 'મને જંપવા દો, ઊંઘ આવે છે." મને તેનો આ વ્યવહાર તદ્દન નવો લાગ્યો છતાં મેં તેને જબરજસ્તીથી

હાથમાં ઊંચકી લીધી અને છાતી સાથે ચાંપતાં હલકું ચુંબન કર્યું. પણ આજસુધી મારૂં ચુંબન કોઈ દિવસ ખાલી નહોતું ગયું તે ખાલી ગયું. તેનો સામેથી જવાબ ન મળ્યો. તેના ઓષ્ટોમાં જે મધુરો આવેગ રોજ હું અનુભવતો તે આજે મેં તેમાં ન અનુભવ્યો. તેના શ્વાસોચ્છવાસમાં જે હૂંફ હું રોજ અનુભવતો તે હૂંફ પણ આજે તેમાં નહતી. તેમાં એક પ્રકારની હૃદયને ન ગમે એવી 'સર્દી' હતી, એટલે મેં એને પાછી સુવાડી દીધી અને હું મારી મેળે એક તરફ પથારીમાં પડયો. કુસુમની મનોવૃત્તિમાં આજે એકાએક આટલો મોટો ફેરફાર કેમ થયો હશે તેનો મને વારંવાર વિચાર થવા લાગ્યો. પણ કંઈ સમજાતું નહોતું.

૧૫–૨૦ મિનિટ આમ વિચારમાં ને વિચારમાં નીકળી ગઈ. મારી ઊંઘ તો ઊડી જ ગઈ હતી. પણ જો વિચાર જ કર્યાં કરીશ તો આખી રાત ઊંઘ નહિ આવે એમ માની, મગજમાંથી બધા વિચારોને કાઢી નાંખવાનો પ્રયત્ન કરતો હું આંખો મીંચી સૂઈ ગયો. પણ એટલામાં કુસુમની બે હૂંફાળી ભૂજાએ મને વીંટી લીધો. તેણે પોતાનું માથું મારા હૃદય ઉપર મૂકી દીધું. એક ક્ષણ માટે તો તે વખતે મને વિચાર આવ્યો કે હુંયે રિસાયો છું એવો કંઈ દેખાવ કરૂં. પણ તેમ કરવાની તે દિવસે મારી હિમ્મત જ ન ચાલી. મેં તેના માથાના વાળ પંપાળતાં ધીરે રહીને તેનું વદન ઊંચુ કર્યું. પણ ત્યાં મેં શું જોયું ! તેની આંખમાંથી આંસૂ ગળીગળીને તેના સહેજ આરક્ત થયેલા ગાલો ઉપર રેખાઓ પાડતા નીચે ટપકી પડતાં હતાં. તેને મેં રડતી જોઈ એટલે મને તેની દયા આવી. મેં પ્રેમ અને સહાનુભૂતિ દેખાડતાં આ રડવાનું કારણ પૂછ્યું: "કુસુમ તું કેમ રડે છે. તને શેનું માઠું લાગ્યું છે ? મેં તો તને કશું જ કહ્યું નથી. તું જ મારાથી રીસાઈને પડખું ફેરવી સૂતી હતી અને બોલાવી તો પણ કંઈ બોલી નહિ. બા તો વઢયાં નથીને ?" મેં એકસામટું આટલું બધું પૂછી નાખ્યું પણ મને કંઈ તરત જવાબ ન મળ્યો.

મેં તેના મોં સામું આતુરતાથી જોયા કર્યું. થોડીવારે બી ગઈ હોય તેમ મારા પડખામાં ભરાતાં ભરાતાં તેણે કહ્યું: “આજે મને કંઈ ગમતું નથી. મારૂં મન બહુ ખરાબ થઈ ગયું છે. આજે હું મારી માશીની દીકરી માંદી છે તેને જોવા ગઈ હતી, ત્યારથી મારા મનમાં કંઈ ત્રાસ પેઠો છે! ગુણવંત મારા જેવડી. અમે સાથે રમેલાં અને કેવી રૂપાળી છોકરી! કેવી ડાહી. રસ્તે ચાલી જાય પણ કોઈ દિવસ આંખ ઊંચી કરીને આસપાસ જુએ નહિ. તેને કહે છે કે વિસ્ફોટકનો રોગ થયો છે. આજે હું જોવા ગઈ ત્યારે બિચારીને ઘરના એક ખૂણામાં પથારી કરી નાંખી મૂકી હતી. હું તો તેના ઓરડામાં જઈ જ ન શકી. બહાર જ બેસી પડી. તેને આખા શરીરે ચાંદાં ફુટી નીકળ્યાં છે. મને તો તે જોતાંજ રડવું આવી ગયું. મને જોઈને તેનું દિલ પણ ભરાઈ આવ્યું, તેની આંખમાં પણ ગંગા જમના છલકાયાં. મને તો પછી એટલું બધું ગભરામણ થયું કે હું તો ત્યાંથી તરતજ નાસી આવી અને ત્યારથી મારું મન ઠેકાણે નથી. કહે છે કે એ રોગ એને એના ધણી પાસેથી મળ્યો છે. લોકવાયકા તો એને સારુ ખોટી છે જ. ગમે ત્યાં ભટક્યા કરે છે અને એમ કહેવાય છે કે એ બહાર ભટકવામાંથી જ એનો ચેપ તે ઘરમાં લઈ આવ્યો છે. શું સાચે જ એ રોગ એટલો બધો ચેપી હશે?

“હા, એ ઘણો ચેપી છે. એના રોગીના કપડાં અને વાસણ પણ જૂદાં રાખવા જોઈએ નહિ તો તેમાંથી પણ ચેપ ફેલાય, મેં એ છોકરીને જોઈ છે. મને પણ એ છોકરી ઘણી સાલસ લાગી હતી.”

“પણ એની સાસુ બહુ કપરી છે હોં! તેને તો એ બિચારીની કંઈ દયા જ નથી આવતી. એને પોતાના દીકરાનો દોષ તો શેનો વસે! પણ તે તો એમ કહેતી ફરે છે. ભોગ “એનાં, એનાં લાગ્યાં એ ભોગવશે.” કોણ જાણે ક્યાંથી એ રોગ એણે અમારા ઘરમાં

ઘાલ્યો! મને તો એના ઉપર એવી ચીડ ચઢે છે કે શું નું શું કરી નાંખું!"

હું વિચારમાં પડી ગયો. ગુણવંતના વર રમણલાલની કીર્તિ મારાથી અજાણી નહતી. તેને એક વખત ચાંદીનો રોગ થયાનું પણ મને સ્મરણ હતું. પણ આપણે ત્યાં છોકરીઓને પરણાવતી વખતે પણ છોકરો નીરોગી છે કે નહિ તે જોવાતું નથી તો પરણ્યા પછી તે રોગી હોય તો તેનો વિચાર પણ કેમ કરી શકાય! ત્યારે તો "જેવું છોકરીનું નશીબ' કહીને જ મન વાળવાનું રહ્યું. અને એ નશીબની બલા! જેમ જીવાડે તેમજ પછી તે છોકરીએ જીવવાનું રહ્યું.

કુસુમ જે પોતાના બોલવાના આવેગથી ગભરાઈને એક ક્ષણને માટે શાંત થઈ ગઈ હતી તેણે વળી કહ્યું: "મારા ભાભી તો કહેતાં હતાં કે એ રોગ તો છોકરાંઓમાં પણ ઊતરે છે. એને લીધે ઘણાં છોકરાં ચીબાં નાકવાળાં ને એવાં વરવાં થઈ જાય છે કે જોવા જ ન ગમે. શું એ સાચું હશે. ગુણવંતને પણ છઠો કે સાતમો મહિનો ચાલતો હશે."

મેં કહ્યું: "તદ્દન સાચું. માબાપના દોષની સજા એ નિર્દોષ બચ્ચાંઓને ભોગવવી પડે છે."

"તે ગુણવંતના વરને એટલોયે વિચાર નહિ આવ્યો હોય? એ ગમે તે કરે તેની સાથે કોઈને લેવાદેવા નથી પણ આવા રોગ ઘરમાં ઘાલે અને તેને લીધે બીજાને વેઠવું પડે એ કેમ સહન થાય. પણ તમારી પુરુષોની જાત જ એવી છે! હમણાં ગુણવંતે જો કંઈ વાંકીચૂંકી નજર નાંખી હોત તો જોજો તેની બિચારીની કેવી દશા થાય છે, તે પણ પુરુષને તો કોઈ પૂછનાર જ ન મળે! તેને મન તો અમારી સ્ત્રીઓની કશી કિંમત જ નથી."

મને આશ્ચર્ય થયું. કુસુમ આજે શી રીતે આટલું બધું બોલી શકી તે મને સમજાતું નહતું. તેણે વળી કહ્યું.

"પણ અમારો સ્ત્રીઓનો જ ખરો વાંક છે તો. અમારો પતિ એટલે પરમેશ્વર. અમે તેના પગ પૂજીએ, તેની સેવા કરીએ. પણ અમારો એ પરમેશ્વર કેવો હોવો જોઈએ તેની કલ્પના પણ અમે ન કરી શકીએ. કરીએ તો પાપ લાગે! ગુણવંત આવા પતિને શી રીતે પરમેશ્વર માની પૂજી શકે એ મને સમજાતું નથી. છતાં એને મોઢેથી મેં એક અક્ષર પણ એના પતિ વિરુદ્ધ કદી સાંભળ્યો નથી. મારાં માશી આગળ પણ કોઈ દિવસ તેણે કશી ફરિયાદ નથી કરી! એટલે એનો વર શું કામ એની ફીકર કરે?"

"પણ તેણે કંઈ ફરિયાદ કરી હોત તો શું થાત? મેં પૂછ્યું.

"હા, એ વાત પણ ખરી. કહ્યું હોત તો શું થાત? એનું બિચારીનું સાંભળત કોણ? મારાં માશી પણ એને બે શબ્દ આશ્વાસનના કહેવા સિવાય બીજું શું કરી શકત? ઉલ્ટાં એને પોતાને જ ફજેત થવું પડત તે નફામાં. તમે આવ્યા ત્યારે મને એના જ વિચારો આવતા હતા. સ્ત્રીઓ પાસેથી પુરુષો જેવી પવિત્રતાની આશા રાખે છે તેવી પવિત્રતાની આશા પુરુષો પાસેથી સ્ત્રીઓ શું કામ ન રાખે? ગુણવંતનો આખો ભવ તેના વરે નથી બગાડયો? એ કેવળ પશુતા નહિ તો બીજું શું? મને તો આખી પુરુષ જાત ઉપર જ તિરસ્કાર ઉપજ્યો હતો. અને તેથી જ્યારે તમે બોલાવી ત્યારે હું ન બોલી. પણ પછી મને રડવું આવ્યું અને એમ પણ થયું કે તમારો શો દોષ? તમે કંઈ ગુણવંતના વર જેવા થોડા જ છો. ગમે તેમ થાય પણ તમે તો આવું કોઈ દિવસ કરો જ નહિ."

આજે કુસુમ આવેગભરી બોલતી હતી અને હું તેના મોઢા સામું ધારીધારીને નિહાળી રહ્યો હતો. તેનો પુણ્યપ્રકોપ જોઈ મને નવાઈ તો લાગી જ હતી. પણ સાથેસાથે હૃદયમાં એક પ્રકારનો આનંદ પણ હું અનુભવી રહ્યો હતો. કારણ મને તેમાં કુસુમમાં છુપાઈ રહેલી શક્તિનો કંઈક ખ્યાલ આવતો હતો. પણ તેનું છેલ્લું

વાક્ય સાંભળી હું ચમકી ઊઠ્યો. તેણે મારામાં જે વિશ્વાસ મૂક્યો હતો તે વિશ્વાસને પાત્ર હું ન હતો એવી મને ખબર હતી. અને તેથી કુસુમના ઉપલા બોલે મને જાગ્રત કરી દીધો. તેણે મારામાં આટલી મોટી શ્રદ્ધા પ્રગટ કરી એ મને મુદ્દલ ન ગમ્યું. હું મૂંઝાયો. તેણે મારે વિષે પણ કંઈક શંકા પ્રગટ કરી હોત તો કદાચ તે મને ગમત. પણ તેણે મારે માથે જે બોજ નાંખ્યો અથવા નાંખવાનો પ્રયત્ન કર્યો, તે બોજ ઊંચકવાની મારામાં શક્તિ નહતી, ઇચ્છા પણ નહોતી. મારું રસિક મન ઘણી વખત સુન્દર સ્ત્રીઓ જોઈ તેમનાં સૌન્દર્યનું ઝીણું અવલોકન કરી તેમાં આનંદથી રસ લેતું હતું. સીનેમાના ચિત્રોમાં પણ નટીઓના સુંદર અંગવિક્ષેપો ઉપર મુગ્ધ થઈ તે ઘણી વખત તેમાં માનસિક સુખ અને સંતોષ અનુભવતું હતું. મને તેમાં કોઈ દિવસ કશો દોષ જણાયો ન હતો. હું મનથી તો એમ માનતો અથવા તેને એમ મનાવી લેતો કે હું તેમાં કળા જોઉં છું, તેની કદર કરું છું અને તેમાં એક પ્રકારનું અભિમાન પણ લેતો હતો. પણ આજે કુસુમની શ્રદ્ધાએ મને નવી જ દૃષ્ટિ આપી. પણ તે દૃષ્ટિનો સ્વીકાર કરવા હું તૈયાર નહોતો. મને તેથી મનમાં જરા ભય જેવું પણ લાગ્યું. અને તેમાંથી કુસુમ પ્રત્યે જ કંઈક અણગમાની લાગણી ઉત્પન્ન થઈ. કુસુમની શ્રદ્ધાની સીધી અસર થવાને બદલે મારા મન ઉપર ઉલ્ટી અસર થઈ અને અમારું અંતર ઘટવાને બદલે વધ્યું.

× × × ×

ઉપલી વાતચીત પછી અમે થોડા દિવસમાં જ સાંભળ્યું કે ગુણવંતને અધૂરે માસે મરેલું બાલક અવતર્યું, તેમાંથી તેની તબિયત વધારે બગડી તેનું આખુ ડાબુ અંગ રહી ગયું. અને છેવટે તે બિચારી આ સંસારની બધી ઉપાધિઓમાંથી મુક્ત થઈને પોતાના પ્રભુ પાસે ફરિયાદ કરવા પહોંચી ગઈ.

જે દિવસે આ ખબર મલ્યા તે દિવસે કુસુમ ઘણી જ વિકળ થઈ ગયેલી દેખાતી હતી અને મને પણ મનમાં પુષ્કળ ગ્લાનિ થઈ આવેલી, પણ તેથી કંઈ સંસારનો ક્રમ થોડો અટકે છે? તે તો હતો તેવો જ ચાલુ રહ્યો.

મારી વડોદરાની નોકરી તો છૂટી જ ગઈ હતી. અને ત્યાર પછી બીજું કંઈ કામ હું પ્રયત્ન કરવા છતાં પણ મેળવી નહોતો શક્યો. ઘરમાં પણ મારું ચિત્ત લાગતું નહોતું. કામધંધા વગર ઘરમાં પડી રહેવામાં મને ઘણી શરમ લાગતી હતી. ઘર જાણે ખાવા ધાતું હોય એવી લાગણી કેટલીક વખત થઈ આવતી હતી. અને તેથી આમ ઘરમાં પડી રહેવા કરતાં અમદાવાદ કે એવા કોઈ બીજા સ્થળે જઈને મારું ભાગ્ય ગમે તે રીતે પણ અજમાવવાનો મને વિચાર આવ્યો. મુંબઈ મારા ખ્યાલની બહાર હતું. ત્યાં કામધંધો બહુ છે અને તરત કામ મળી પણ રહે છે એવી સાધારણ માન્યતા લોકોમાં હતી પણ મારો મુંબઈનો અનુભવ મને કંઈ તે તરફ જવાનો ઉત્સાહ આપે એમ ન હતું.

મને આ જવાનો વિચાર આવ્યો તેની સાથે કુસુમનો પણ વિચાર આવ્યો. તેનું શું કરવું. તેને તેના પીયર જવા કહેવું કે તેને અહીં જ રહેવા કહેવું? અમારા ઘરમાં તો તે મૂંઝાઈ રહી હતી. મારા પર તેણે તેવી જ છાપ પાડી હતી. હું ઘરમાં હોઉં છતાં ઘણી વખત તે જાણે અકળાઈ ગઈ હોય તેવો દેખાવ કરતી. તો પછી હું ન હોઉં ત્યારે તે ત્યાં શી રીતે રહી શકશે? તેને પીયર જવાનું પણ મારાથી કેમ કહી શકાય? અને ત્યાં તેનું ક્યાંસુધી રહેવાનું થશે એ પણ વિચારવાનું હતું.

અમદાવાદ કે એવા કોઈ શહેરમાં ગયો અને ત્યાં નોકરી ન મળી તો મારે શું કરવું? ઘેર પાછા ફરવું? એમ પાછા કેમ ફરાય? એવો પ્રશ્ન જ ન ઊઠવો જોઈએ. જ્યાંસુધી મને કંઈ ધંધો ન મળે

ત્યાંસુધી મારે ઘર સાથે કશો જ સંબંધ ન રાખવો એવો મેં નિશ્ચય કર્યો. દેશમાં કંઈ કામધંધો ન મળે તો મારે આફ્રિકા સુધી જવું એવો પણ વિચાર આવ્યો. ઘણા તેમ કરે છે જ તો મારે તેમ શા માટે ન કરવું? પણ કુસુમથી બહુ દૂર જવાનું મને ગમતું નહોતું અને તેથી દેશમાં જ કંઈ કામ શોધવું એમ ઠરાવ્યું ?

ઘરમાં બેકાર પડી રહેવું અને બધાની આંખમાં આવવું એ મારે સારુ હવે અસહ્ય થતું ચાલ્યું. કુસુમનું મને એક આકર્ષણ હતું પણ મારી કલ્પનામાં મેં તેની આંખમાં પણ કેટલીક વખત મારી બેકારી પ્રત્યેનો અણગમો કે તિરસ્કાર જેવું કંઈક જોયું હતું. કદાચ તે મારો ભ્રમ હોય. પણ જ્યારથી તેની એવી લાગણી મેં અનુભવી ત્યારથી તેના તરફનું આકર્ષણ પણ કંઈક ઓછું થવા માંડયું હતું. છતાંયે મારા કામધંધાની શોધમાં જવા સંબંધીના નિર્ણય વિષે કુસુમની સલાહ તો લેવી જ જોઈએ ને? પણ તે જો મારો વિચાર ઘરમાં જાહેર કરી દેતો પિતાજી મને ઘરની બહાર પણ જવા ન દે એવો ભય હતો પણ કુસુમને કંઈ પણ કહ્યા વગર ચાલ્યા જવાને મારો જીવ ન જ ચાલ્યો. મેં એક દિવસે તેને કહ્યું: "હું હવે કંઈ કામધંધાની શોધમાં બહારગામ જવાનો છું. ઘરમાં આમ બેકાર ક્યાં સુધી પડી રહું?"

તેણે ચમકીને મારા તરફ જોયું. ઘરમાં પહેલાં આ વિષે કશી વાતચીત નહોતી થઈ એટલે તેને મન આ મારો નવો તરંગ હતો. પહેલાં તો તેણે એમ જ માની લીધું કે પિતાજીની રજા લઈને જ મેં આમ ઠરાવ્યું હશે. તેણે કહ્યું: "ક્યારે જાઓ છો? અને ક્યારે પાછા ફરશો? કંઈ ઠેકાણું પડે કે તરત મને આવીને તેડી જજો મને અહીં તમારા વગર નહિ ગમે."

મેં કહ્યું: "નોકરી મળી કે તરત હું તને કાગળ લખીશ. તું ગભરાતી નહિ. અને મને પણ કંઈ થોડું જ એકલા ગમવાનું હતું?

પણ જોજે તું આ વાત હમણાં કોઈને કહેતી નહિ. મારા ગયા પછી જરુર પડે તો કહેજે પણ હું કયાં ગયો છું તે તો તું કોઇને પણ ન જણાવતી. કેમ એટલું કરીશને? હું જતાં જતાં તને કહેતો જઇશ કે પહેલાં કયાં જવાનો છું."

કુસુમ કંઈ સમજી નહિ. તેણે પૂછયું: "શું, બાપાજીને તમે કંઈ નથી કહ્યું? તમે કોઇને કહ્યાકારવ્યા વગરજ ચાલ્યા જવાના છો? એ તે કેમ બને?"

"બાપાજીને પૂછું તો તે કંઈ થોડા જ જવા દે એમ છે. એ તો કહે છે કે 'અહીં બેસીને અરજીઓ લખ્યા કરો અને કયાંક કંઈ ચોક્કસ થાય પછીજ જવું સારું! મળેલી નોકરી તો સાચવતાં આવડી નહિ. અને નોકરીઓ કંઈ એમ રસ્તામાં પડી છે? એટલે મેં તો તેમને પૂછયા વગરજ જવાનો નિશ્ચય કર્યો છે. હવે નવરા બેઠા બેઠા આ રોટલો ખાવો મને તો ગમતો નથી."

"મને પણ ઘણી વખત એ બાબત ખોટું તો લાગે જ છે. બા જ્યારે કહે છે કે 'આવડો મોટો છોકરો થયો પણ હજી કયાંયે ઠેકાણું પડતો નથી. એક નોકરી મળી તે પણ સાચવતાં આવડી નહિ. બાપની કમાણી ઉપર તે કયાં સુધી નભશે.' ત્યારે મને મનમાં કંઈ કંઈ થઈ જાય છે. પણ તમે કોઈ મોટા શહેરમાં એકલા જાઓ, અને કંઈ ઓળખાણ નહિ પીછાણ નહિ ને એકદમ નોકરી મળી જવાની હતી! બાપાજી શું ખોટું કહે છે? અહીંથી કંઈ ગોઠવણ કરીને ગયા હોઇએ તો પગ મૂકવાનું ઠેકાણું તો રહે."

"એમ કંઈ ઘેર બેઠાં બેઠાં નોકરી મળવાની નથી. એને સારુ તો મારે જાતે જઈને જ પ્રયત્ન કરવો જોઈશે. આપ મુઆ વિના કંઈ સ્વર્ગે જવાય છે. અને હું જ્યાં જાઉં ત્યાં આપણા ઓળખીતાના ઘર હોય તોયે ત્યાં ન જવાનો મેં નિશ્ચય કર્યો છે. ધર્મશાળા તો મળશે ને? તેમાં રહ્યો રહ્યો નોકરી શોધીશ. પછી જોયું જશે" છેલ્લું વાકય મેં જરા બેદરકારીથી ઉચ્ચાર્યું હતું."

"પણ નોકરી ન મળી તો ?"

"તો હું કંઈ ઘેર પાછો આવવાનો નથી. દૂર દેશાવર જઈશ, મજૂરી કરીશ પણ જ્યાં સુધી મને કંઈ કામ નહિ મળે ત્યાં સુધી હું ઘર સાથે કશોજ સંબંધ નહિ રાખું" જાણે કંઈ પ્રતિજ્ઞા ન લેતો હોઉં તેવો ડોળ કરીને મેં કહ્યું.

"મારી સાથે પણ?"

"તને કાગળ લખું તોયે હું તો પકડાઈ જાઉં. પણ તને રોજ સંભાર્યા તો કરીશ. અને મારું કંઈ ઠેકાણું પડયું કે તને તરત જ હું જ્યાં હઈશ ત્યાં બોલાવી લઈશ. તું ગભરાતી નહિ."

તેના મોં ઉપર કંઈક ફિકાશ આવી હતી અને વિસ્મયભરી આંખોથી તે મારા તરફ જોઈ રહી હતી. તેની આંખો સામે મારાથી લાંબો વખત જોઈ ન શકાયું. મેં મારી આંખો નીચી ઢાળી તેને મારી બાથમાં લઈ લીધી અને એક બે ચુંબનથી નવાજી.

મેં કહ્યું: "કુસુમ જો હવે તું આમ કાવરીબાવરી ન થા. એમાં છે શું ! થોડા દિવસમાં તો હું ઠેકાણે પડી જઈશ એટલે તને કંઈ બોલાવ્યા વિના રહેવાનો હતો ? આપણે અત્યારે થોડા દિવસનો વિયોગ તો સહન કરી લેવોજ પડશે.

"તમે મને કેટલા દિવસમાં બોલાવી લેશો ?"

"એ તો શી રીતે કહેવાય ? એક બે મહિનામાં પણ બોલાવી લઉં અને વરસ પણ લાગે. એક શહેરમાં ગોઠવણ ન થાય તો બીજે જવું પડે. કેટલાય કમાવા સારુ આફ્રિકા સુધી જાય છે ને મારે પણ ધંધા સારુ ત્યાં સુધી જવું પડે તો હું શું કામ ન જાઉં ?"

"આફ્રિકા સુધી જાઓ તો તો વરસ શું વરસો પણ લાગે. અને તમે ન આવો ત્યાં સુધી મારું અહીં કોણ ? હું કયાં સુધી સાસરે પીયર કરતી ફરું ? અને જ્યાં જાઉં ત્યાં પરાધીન. અને તમારા વગર મને ગમશે પણ શી રીતે ?"

"ચાલ, હવે ગાંડી ન થા. હવે હું ઘરમાં ઘરકુકડો થઈને નથી બેસી રહેવાનો? આપણે અત્યારે થોડુ દુઃખ સહન કરી લેવું જોઈએ. ભવિષ્યના સુખ માટે અત્યારે જેટલું વેઠી લઈશું તેટલું ઉપયોગી થઈ પડશે."

હું ક્યાં તમને ઘરમાં બેસી રહેવાનું કહું છું. પણ કંઈ નક્કી કરેલું હોય ને તમે જાઓ તો કંઈ વાંધો નહિ. પણ આ તો તમે અંધારામાં ભૂસકો મારવા જાઓ છો. એટલે મારો જીવ કેમ ઝાલ્યો રહે."

તું નહિ સમજે! તને મારા અંતરમાં શું ચાલી રહ્યું છે તેની શી ખબર! મારાથી તો અહીં હવે વધારે દિવસ આમ બેકાર સ્થિતિમાં રહેવાય એમ છેજ નહિ." મેં અકળાઈને કહ્યું.

"પણ તમે યે ક્યાં તમારા મનની વાત મને કહો છો કે હું સમજું. તમારે જવું હશે તો તમે જવાના. મારા રોક્યા તમે થોડાજ રોકાવાના છો?" તેણે છણકો કર્યો.

"મારા મનની વાત હું શું કહું? મારું કપાળ? કંઈ કહીએ છીએ ત્યારે તું તેમાનું કંઈ ક્યાં સમજે છે." મેં પણ જરા તપીને જવાબ આપ્યો. પણ બીજીજ ક્ષણે મને એમ લાગ્યું કે આ રીતે તો વાત બગડી જશે. એટલે મેં ધીરેથી તેને ફોસલાવતાં કહ્યું: "કુસુમ સાંભળ, આમાં આપણું બંનેનું હિત છે. મારામાં તને વિશ્વાસ નથી?

"મને તમારામાં વિશ્વાસ નથી એમ કોણે કહ્યું? પણ તમે આમ ઘરમાં કોઈને પણ કશું કહ્યા વગર ચાલ્યા જાઓ એ મને ગમતું નથી. હું તમને આમ જવા નહિ દઉં. તમે ક્યાં છો, શું કરો છો, એ બધી ખબર તો અમને અહીં પડવી જ જોઈએ ને?"

હવે હું ચીડાયો. કુસુમને કહેવામાં મારી આખી યોજના ઊંધી વળી જતી હતી. એ હું શી રીતે સહન કરી શકું? મેં કહ્યું: "કુસુમ

જો તારે માનવું હોય તો માન. ન માનવું હોય તો ન માન. હું તો જવાનો. પણ મારી વાત તો તારે છાની રાખવી પડશે. એટલું વચન આપ. નહિ તો મારે ને તારે આખી જીંદગી નહિ બને. હું હવે આ ઘરથી કંટાળ્યો છું."

"ઠીક, નહિ કહું પછી કંઇ છે?" કુસુમે એક મીઠો કટાક્ષ ફેંકતાં અને મારી સોડમાં ભરાતાં કહ્યું.

## ૩

બે ત્રણ દિવસ પછી હું જ્યારે મારા મિત્રને ઘેરથી જમવાના વખતે પાછો ફર્યો ત્યારે પિતાજી તો જમીને પરવારી ગયા હતા અને આગલા ખંડમાં જઈ બેઠા હતા. હું જેવો ઘરમાં પેઠો તેવો જ તેમણે મને બોલાવ્યો અને કહ્યું: "રુદ્ર, જમીને જરા મારી પાસે આવી જજે. જરા કામ છે."

'શું કામ હશે' એનો વિચાર કરતો કરતો હું જમવા ગયો. જ્યારે હું પિતાજી પાસે ગયો ત્યારે તે કંઈ ગંભીર વિચારમાં પડ્યા હતા. હું પહોંચ્યો એટલે તેમણે કહ્યું, 'રુદ્ર, આ હું શું સાંભળું છું. તું અમદાવાદ જવાનો છે?' આ સવાલ સાંભળી મને આશ્ચર્ય થયું. મારા પિતાજી સુધી આ વાત શી રીતે પહોંચી તેનો હું વિચાર કરવા લાગ્યો અને બધો દોષ મેં કુસુમને માથે નાંખ્યો. પિતાજીને મેં તેમના પ્રશ્નના જવાબમાં કંઈ જ ન કહ્યું, એટલે તેમણે જ આગળ ચલાવ્યું "ત્યારે સાચેજ તું આવા ગાંડા વિચારો કરી રહ્યો છે. નોકરી ધંધો તને એમ લાગે છે કે ક્યાંક રસ્તામાં પડ્યો હશે કે જતાં જ તે તને હાથ લાગશે. મોટાં શહેરોની તને શી ખબર છે. ઘણા ત્યાં બેદાનમેદાન થઈ જાય છે તેની તને ખબર છે ખરી?"

"ત્યારે શું મારે કશો પ્રયત્ન કર્યા વગર ઘરમાં જ બેસી રહેવું?" મેં પૂછ્યું.

"ના, શું કામ. અહીં રહ્યે રહ્યે જેટલો બને તેટલો પ્રયત્ન કરવો. શહેરમાં જવાથી કંઈ એકદમ કામ મળી જવાનું છે, એવું તો નથી જ. ઊલટો ખરચ થશે તે નકામો. મેં બેએક મિત્રોને તને ઠેકાણે પાડવા સારુ વાત તો કરી મૂકી છે. એટલે તારે બહુ ચિંતા કરવાનું કારણ નથી. હજી તો અમે તારે માથે બેઠા છીએ"

"અહીં રહ્યા રહ્યા તો જેટલી અરજીઓ લખાય તેટલી મેં લખી છે પણ કંઈ વળતું નથી. એટલે જાતે જઈને ભાગ્ય અજમાવવાનું મને મન થાય છે. પછી તો જે થવાનું હશે તે થશે. એક વખત ઘરની બહાર નીકળ્યો એટલે કંઈ ને કંઈ રસ્તો મળી રહેશે એવી મને તો શ્રદ્ધા છે."

"એવી ખોટી શ્રદ્ધા રાખે શું વળે? આજકાલ તો નોકરી મેળવવા સારુ ઘણી ધીરજ જોઈએ છે. જો ને, તને મળેલી નોકરી પણ તું નભાવી ન શક્યો. એટલે આવા ગાંડા વિચારો છોડી દે અને અમે જેમ કહીએ તેમ કર."

મળેલી નોકરી હું નભાવી ન શક્યો એવો આક્ષેપ સાંભળી મને ખોટું લાગ્યું. મારા મોંઢા ઉપર સહેજ રતાશ દોડી આવી અને આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. પણ મેં મારા મનનો રોષ મારા મનમાં જ સમાવી દીધો. અત્યારે પિતાજી સાથે વધારે વાત કરવામાં કંઈ સાર નથી એમ સમજવા છતાં મેં કહ્યું: "હવે હું મોટો થયો છું, ભણ્યો પણ છું. મારો વિચાર હું કરું તો તેમાં શું ખોટું ?

પિતાજીએ જરા ચીડાઈને કહ્યું: "ભણેલા છોકરાંઓનો આજ તો મોટો દોષ છે. ઝટ ઉત્તર આપવા માંડે છે. 'ભણ્યા પણ ગણ્યા નહિ' તો વિદ્યા શું કામ આવે? અમે તમારા કરતાં દુનિયાં કંઈ વધારે જોઈ છે. મેં બેત્રણ જગ્યાએ તારે માટે પ્રયત્ન આદર્યો છે તેનું શું પરિણામ આવે છે તે પહેલાં જોઈએ, પછી

તારી વાતનો વિચાર કરીશું. પણ ત્યાં સુધી તારે ક્યાંયે જવા આવવાનું નથી. કંઈ પણ પગલું ભરીએ તે પહેલાં કેટકેટલી બાબતોનો વિચાર કરી લેવો જોઈએ તેની તને હજી ખબર નહિ હોય!"

મેં જવાબમાં માત્ર "વારુ" કહ્યું અને ત્યાંથી ઉઠી ગયો. પણ મારા મનમાંથી મારો વિચાર હું દૂર ન કરી શક્યો. પણ મને લાગ્યું કે હમણાં તરતમાં તેને અમલમાં મૂકવામાં જોખમ હતું. હવે એ વાતને હમણાં ઠરવા દેવી જોઈએ. અને ત્યાંસુધી મેં થોભવાનો વિચાર કર્યો. મારી યોજનામાં કુસુમની મને મદદ મળશે એવી મેં આશા રાખેલી તે ફોગટ ગઈ, તેનું દુઃખ મેં મારા હૃદયમાં અનુભવ્યું અને મેં તેને ના કહી હતી છતાં તેણે મારી વાત બહાર પાડી દીધી તેથી મને તેના પર ક્રોધ ચડ્યો, અને તેથી જ્યારે હું તેને મળ્યો ત્યારે મારામાં રહેલો પ્રણયી કે પ્રેમી તો ક્યાંયે સંતાઈ ગયો હતો પણ તેની જગ્યાએ કેવળ પતિરાજ(!)નુંજ દર્શન તેને થયું. પતિ એટલે પરમેશ્વર. તેની આજ્ઞાનું ઉલંઘન કરવાની હિમ્મત જે સ્ત્રી કરે તેને બરાબર દંડ તો દેવો જોઈએ ને?

મેં ઘરમાં જતાંજ કુસુમને પ્રશ્ન કર્યો: "કુસુમ તે દિવસે મેં તને શું કહ્યું હતું? મારો બહારગામ જવાનો વિચાર જરા પણ જાહેર ન થવો જોઈએ એ ફરીફરીને તને કહેલું છતાં તું તો ઘરમાં બધાનેજ કહી વળી હોય એમ લાગે છે. મારી આટલી વાત પણ તારા પેટમાં ન ટકી?"

"મેં ક્યાં કોઈને કંઈ કહ્યું છે?" કુસુમે બીતાં બીતાં જવાબ આપ્યો.

મેં જરા તીખાશથી કહ્યું: "હજી ઢોલ વગાડીને કહેવાનું બાકી હશે?"

"પણ થયું શું? કંઈ કહો તો ખબર પડે. તમને કોણે કહ્યું મેં એ વાત કરી છે?"

"શું થવાનું હતું ? પિતાજીને તેની ખબર પડી છે અને તેમણે મને આજે બોલાવીને ઠપકો પણ આપ્યો. મેં તને એ વાત ન કરી હોત તો કંઈ નહોતું. બૈરાંની બુદ્ધિ પગની પાનીએ. તેમના પેટમાં કોઈ વાત ટકે જ નહિ."

કુસુમ કંઈ વિચાર કરતી હોય તેમ ચુપ બેઠી, એટલે એ ચુપકીદી મને અસહ્ય થઈ પડી. મેં ખીજાઈને કહ્યું: "ચુપ કેમ બેઠી છે ? તેં જો એ નથી કહ્યું તો એ વાત ફૂટી ક્યાંથી ? મેં તો તારા સિવાય બીજા કોઈ આગળ એમાંના અક્ષર પણ કાઢ્યો નથી. અને તું આવું કરીશ એમ મેં નહોતું ધાર્યું." છેલ્લા વાક્યમાં જરા તિરસ્કારની પણ છાંટ હતી.

તેણે કહ્યું: "મારાથી ભૂલ થઈ ગઈ ખરી. તરલા બહેનને મેં એ વાત કરી હતી. હું કાલે બપોરે એકલી બેઠીબેઠી તમારો વિચાર જ કર્યા કરતી હતી. તમે ચાલ્યા જશો, કાગળ પણ નહિ લખો અને ક્યારે પાછા આવશો એનું ઠેકાણું નહિ, એટલે વિચાર કરતાં કરતાં મને રડવું આવી ગયું ને એટલામાં તરલા બહેન આવ્યાં. મને રડતી જોઈને તેમણે પૂછ્યું: "ભાભી, શું છે, કેમ રડો છો ? મેં ખૂબ આનાકાની કરી પણ તે તો પાછળ જ પડી ગયાં એટલે મેં તેમને જરા વાત કરી. પણ મેં તેમની પાસેથી વચન લીધું હતું કે તે કોઈને કશી વાત કરે નહિ. પણ મને લાગે છે કે તેમણે જ આ વાત બાને કહી હશે અને બાએ પિતાજીને કહ્યું હશે. મારી ભૂલ હું કબૂલ કરું છું. હવે જે થયું તે ખરું. પણ પિતાજીએ શું કહ્યું ?"

તેની આ નફટાઇભરી રીત મને ન ગમી. મેં ચીડાઈને કહ્યું "પિતાજી બીજું શું કહેવાના હતા ? તેમણે તો મારે હમણાં ક્યાંયે જવું નહિ એવો હુકમ કાઢ્યો છે. તેઓ કહે છે કે તેમણે એક બે જગ્યાએ તજવીજ કરવા માંડી છે તેનું પરિણામ શું આવે છે તે પહેલાં જોવું જોઈએ."

"ત્યારે તેમાં શું ખોટું છે? અંધારામાં ભૂસકો મારવા કરતાં તો એ સારુ છે ને?"

"તું હવે તારી પટલાઈ મૂકીશ? તને મારુ દુઃખ, મારુ અંતર સમજાતું હોત તો બીજું શું જોઈતું હતું?" મેં કંટાળીને કહ્યું.

એક ક્ષણને માટે અમે બંને ચૂપ રહ્યાં. પછી કુસુમે ધીરેધીરે મારા ખભા ઉપર તેનો હાથ મૂક્યો. પણ મારો ક્રોધ ઓછો નહોતો થયો એટલે મારાથી તે સ્પર્શ સહન ન થઈ શક્યો અને મેં તેને તરછોડી નાખ્યો. કુસુમને આથી મનમાં ઘણું દુઃખ થયું. તેણે આંખમાં આજીજી આણીને કહ્યું: "મેં મારી ભૂલ તો કબૂલી લીધી છે. હજી તમારો રોષ નથી ઊતર્યો?"

"ભૂલ કબૂલ કરવાથી શું થાય? મારો હવાઈ કીલ્લો ભલે હવાઈ રહ્યો—મેં તારા ઉપર વિશ્વાસ મૂકી તને સોંપ્યો, અને તેં તેના ચૂરેચૂરા કરી નાખ્યા ને હવે કહે છે કે મારી ભૂલ થઈ. મને હવે નિરાંતે ઊંઘવા દે, બોલાવીશ નહિ. તનેયે હવે તો નિરાંત વળી હશે?"

પણ કુસુમ મને એમ સહેજે છોડે એમ નહતી. તેણે બેત્રણ વખત મને મનાવવાનો પ્રયત્ન કર્યો. એટલે છેવટે મેં છેડાઈને ડોળા કાઢતાં કહ્યું: "મને તારે જંપીને સૂવા દેવો છે કે નહિ? ખબરદાર, મને હવે બોલાવ્યો છે તો." એક ક્ષણ તેણે મારા સામું જોયા કર્યું. મને મારી પોતાની શરમ લાગી. પણ તેથી કંઈ મારો ગુસ્સો પૂરો ઉતર્યો નહિ. પણ મને આમ સહેજ નરમ થયેલો તેણે જોયો એટલે કુસુમને હિંમત આવી. તેણે કહ્યું, "કેમ ન બોલાવું? હું તો તમને પરણીને આવી છું. એમને એમ નથી આવી."

મેં તેને ડારતાં કહ્યું, "એટલે? તું મને અહીં શાંતિથી ઊંઘવા નહિ દેવાની. ઠીક ત્યારે આજે હું ઓટલે જઈને સૂઈ રહીશ" અને હું ઊઠ્યો પણ ખરો. એટલે કુસુમ બીધી. તેણે

કહ્યું: "તમને મારું બોલવું નથી ગમતું તો નહિ બોલાવું, પણ બહાર ન જતા. તમને મારા સમ." હું પાસું ફેરવીને સૂઈ ગયો. અમારી આખી રાત અબોલામાં જ ગઈ. મારો ગુસ્સો તો થોડી જ વારે ઉતરી ગયેલો એટલે પાછળથી મને કેટલીયે વાર તેને બોલાવવાનું મન થયું. પણ મારા અભિમાને મને રોક્યો. તેને પણ મને બોલાવવાની ઇચ્છા થઈ હશે. પણ એક બે વખત મેં તેને તરછોડેલી એટલે તેમ કરવાની તેની હિંમત જ ન ચાલી અને તેને પણ માનની લાગણી તો હોય જ? અને મારા અભિમાનને જોઈને તે પણ કંઈ અભિમાન બતાવે તો તેમાં આશ્ચર્ય શું?

સવારે હું ઊઠ્યો ત્યારે કુસુમ પથારીમાં ન હતી. પાસે એક જૂદી સાદડી પાથરેલી પડી હતી. મને લાગ્યું કે આખી રાત તે સાદડી ઉપર જ તેણે ગાળી હોવી જોઈએ. એ ખ્યાલ જ્યારે આવ્યો ત્યારે હું ભોંઠો પડ્યો. પણ તે દિવસે મારે એક સગાને ત્યાં લગ્નમાં પાસેના ગામે જવાનું હતું. મારું ચિત્ત ઘણું જ વ્યગ્ર હતું એટલે ત્યાં જવું મને ગમે એમ નહતું. છતાં પિતાજીની આજ્ઞા થયેલી એટલે ગયા વગર ચાલે એમ નહતું. અને ત્યાં ગયો એટલે ત્રણ દિવસ તો સહેજે થઈ ગયા. કુસુમ પ્રત્યેનો તે દિવસનો મારો વ્યવહાર મને સાલ્યા કરતો હતો અને જેમ બને તેમ જલ્દીથી ઘેર પહોંચી તેને આલિંગન આપી સંતોષવાનું મને મન થઈ રહ્યું હતું. પણ એ દરમિયાન કુસુમના મનમાં શું ચાલી રહ્યું હતું તે કોણ કહી શકે?

## પ્રકરણ આઠમું

### પ્રેત બાધા!

હું મધ્યાહ્ન બારેક વાગે ઘેર પહોંચ્યો હઈશ. પણ ઘેર પહોંચતાં મેં શું જોયું? ત્યાંના આખા વાતાવરણમાં એક ગંભીર પણ ભય ઉત્પન્ન કરે એવી એક શ્યામ છાયા છવાઈ રહી હતી. બધા જ ધીરેથી બોલતા હતા, જાણે એ છાયાની નીચે દબાઈ ન ગયા હોય! અને જાણે કંઈ રહસ્યની વાત ન હોય તેમ ફરતા હતા. મને આ કંઈ ગમ્યું નહિ, પણ તેનું કારણ શું હશે તે જાણવાની જીજ્ઞાસા પ્રબળ થઈ. કોઈના પણ કહ્યા વગર મેં એ જાણી લીધું કે એનો સંબંધ કુસુમ સાથે છે, તેને કંઈ પીડા થાય છે. એ પીડા શું છે તે જાણવા માટે હું ઉત્સુકતાથી બહેન તરલાને શોધતો હતો. અને તે પણ કોણ જાણે ક્યાંથી સીધી મારી પાસે જ આવી પહોંચી. તેણે કહ્યું: "ભાઈ, ભાભીને તો ભૂત વળગ્યું છે! કાલે રાતે કંઈ લવરી કરતાં હતાં અને આજે કંઈ ભાન જ નથી રહ્યું. એનું ડાબુ અંગ આખું જ જાણે રહી ન ગયું હોય તેમ તે ડાબો હાથ કે પગ પણ હલાવી શકતાં નથી. અને બોલે છે ત્યારે કંઈ કંઈ બોલે છે." પછી તેણે પાસે આવીને ધીરેથી કહ્યું: "એની પેલી માશીની દીકરી ગુણવંત મરીને તે ભૂત થઈ છે અને અહીં આવી છે. સૂવાવડમાં તે મરી ગયેલી એટલે ભૂત થઈ. ભાભીને ને એને એ જીવતી ત્યારે ઘણો પ્રેમ હતો." ભૂતને તેની જીવિતાવસ્થામાં જેની સાથે વધારે પ્રેમ હોય છે તેને તે વધારે દગધે છે એવી માન્યતા છે.

મેં પૂછ્યું: "ક્યારથી આ પીડા એને વળગી."

"કાલ રાતથી હું ને એ બે જણા રાત્રે પથારીમાં સાથે સાથે સૂતાં હતાં. હું તો ભર ઊંઘમાં હતી ત્યાં ભાભીએ ચીસ પાડી ને હું જાગી ઉઠી. ભાભી પણ જાગી ગયેલાં. તેમને આખે શરીરે પરસેવો થઈ ગયો હતો અને ધ્રુજતાં હતાં. મેં એમને શાંત પાડયાં. એમને ચીસ પાડવાનું કારણ મેં પૂછ્યું તો ખરું પણ એમણે માત્ર એટલું જ કહ્યું કે 'કંઇ ખરાબ સ્વપ્ન આવ્યું હતું'. એટલે અમે બંને અમારી બીક ઓછી કરવા એક બીજાને વળગીને સૂઈ ગયાં. હવે તો મને પણ ઊંઘ નહોતી આવતી, અને બીક લાગતી હતી. મેં ભાભીને ઉઠાડવાનો વિચાર કર્યો પણ એ તો જાણે ઊંઘી ગયાં હોય તેમ શાંત સૂઈ રહેલાં એટલે હું કંઈ બોલી નહિ અને મોઢે માથે ઓઢીને સૂઈ ગઈ. પણ થોડીવારમાં જ ભાભી કોઈ જોડે જાણે વાત ન કરતાં હોય તેમ લવારો કરવા લાગ્યાં: "હું તો પરણીને આવી છું, અહીંથી ક્યાંયે જવાની નથી." "તું શેની પરણીને આવી છે. હું પરણીને આવી છું." "નીકળ અહીંથી, નીકળે છે કે નહિ." આવો જ કંઇ લવારો જાણે બે જણીઓ લડતી ન હોય તેમ, તેમણે લવારો કર્યો એટલે હું તો ગભરાઈ ગઈ. મેં જઈને બાને ઉઠાડયાં અને તેમને બધી વાત કહી. બા આવ્યાં, અને તેમણે ભાભીને જગાડયાં ત્યારે તે જાણે કશું જ જાણતા નથી તેમ ઊઠયાં. પણ તેમનું મોઢું માત્ર બીકથી શીથાવીયા થઈ ગયેલું જણાતું હતું. આજ સવારથી તો તે બેભાન અવસ્થામાં જ છે. લગભગ નવેક વાગે બોલાવ્યાં ત્યારે કંઈક બોલ્યાં હતાં. પણ તે તો પેલી ભૂતડીના બોલ, તે કહે: 'હું તો ગુણવંત છું અને પરણીને અહીં આવી છું." આ વાત થઈ ત્યાં સુધી તો તેમના બંને હાથપગ સારા હતા. મેં એને જરા ચીડવવા કહ્યું: 'તું શું કરવા આવી છે. સારા ઘરની છોકરી થઈને તેં નાતરું કર્યું?" આથી તે ખૂબ ચીડાઈ અને તેણે મને એના ડાબા હાથે એક ધોલ લગાવી દીધી. હજીએ ચચળે

છે. પણ તે પછી એમના હાથ અને પગ બંને જૂઠા પડી ગયા છે. ગુણવંતને પણ મરતી વખતે એમ જ થયું હતું."

તરલાએ એકશ્વાસે આ બધી હકીકત મને કહી સંભળાવી. હું વિચારમાં પડી ગયો. આ બધું કંઈ મને સમજાય એમ નહતું. ભૂતપ્રેતમાં મને મુદ્દલે વિશ્વાસ નહતો. 'ભૂત છે જ નહિ' એ મુદ્દા ઉપર મેં ઘણી વાર વાદવિવાદો કરેલા અને મારા ઘરમાં જ આ પરચો! એટલે હું ઘણો મૂંઝાયો. પણ હું શું કરી શકું? મારાથી કુસુમ પાસે એમ સીધા જવાય એમ નહતું. પણ એટલામાં મારાં બાએ જ મને બોલાવ્યો. 'રુદ્ર, જોને આને કંઈ ઝોડ વળગ્યું છે. કાલથી એ ક્યાંક ઝડપાઈ લાગે છે! બે ચાર દિવસ ઉપર એને પીયર ગઈ હતી ત્યાંથી પણ કંઈ એ સાથે લઈ આવી હોય? તરલા કહે છે કે ત્રણ ચાર દિવસ થયાં તે રડરડ કર્યાં કરતી હતી તે તેણે જોયું છે.' મેં તો તારા બાપાને હમણાં જ કહ્યું કે 'હવે કોઈ ભૂવાજતિને બોલાવી જેમ બને તેમ આનો જલ્દી ઉપાય કરાવો નહિ તો જો એ અહીં ઘર કરી બેસશે તો બધાને હેરાન કરશે. આ બાબતમાં જરાયે ઢીલ કરી તો નુકસાન થશે." પણ તુંયે જો તો ખરો. તારું માણસ છે. એને પૂછી જો કે એને શું જોઈએ છે. જો તારાથી એની પાસેથી કંઈ વાત કઢાવી શકાતી હોય તો કઢાવી જો."

ભૂવાજતિની વાત સાંભળી હું જરા ગભરાયો. મને એમ લાગ્યું કે આ બાબતમાં ખરી જવાબદારી મારી છે. મારે જ કુસુમને મારા કબ્જામાં લેવી જોઈએ. એની દવાદારૂ વગેરે જે કંઈ કરવાનું હોય તે બધાની ગોઠવણ મારી સલાહ અને ઇચ્છા પ્રમાણે થાય, એજ ઇચ્છવા જોગ છે. માતાની સલાહ મેં તરત સ્વીકારી લીધી. કુસુમની પાસે ગયો અને તેને મેં કેટલાયે પ્રશ્નો કર્યા. તે પ્રશ્નો બધા કંઈ મને આજે યાદ નથી. પણ એટલું સ્મરણ છે કે મારા 'તું કોણ છે, કયાંથી આવી, શી રીતે આવી." વગેરે

સવાલોનો મને તેણે કશો જ જવાબ ન આપ્યો. પણ જ્યારે મેં એને પૂછ્યું: 'તું અહીં પરણીને આવી છે?' એટલે એનો તરત જવાબ મળ્યો: 'હા.' મેં પૂછ્યું 'કોને પરણીને આવી છે?' આનો સીધો જવાબ આપવાને બદલે તેણે જરા છેડાઈને કહ્યું: 'કોને કેમ? જાઓ નથી કહેતી.' મેં પૂછ્યું: "પણ જેને પરણીને તું અહીં આવી છે તેની પાસે તારે જવું જોઈએ ને! અહીં આને શું કામ સતાવે છે? જવાબ મળ્યો. "હું કોને સતાવું છું? હું તો કોઈને-યે સતાવતી નથી. બધા જ મને સતાવે છે. અને જેને પરણીને આવી છું તેની જ પાસે તો રહું છું." મેં પૂછ્યું: તેની પાસે તું ક્યાં રહે છે?" તેણે કહ્યું: 'હું તો તેને જ કોટે વળગેલી છું.'

ઉપલો જવાબ સાંભળી હું ચમક્યો. તે દિવસોમાં ઘણો વિચાર કરવાને કારણે કહો કે અમે અમર્યાદિત ભોગ ભોગવતાં તે કારણે કહો, મને ગરદનના પાછલા ભાગમાં બે કાન વચ્ચેના મોટા ઢેકાની નીચે સહેજ દુ:ખાવો થતો હતો. શરીર પર કીડીઓ ચાલે ને જેવું ભાન થાય તેવું tingling sensation પણ હું ત્યાં કેટલી વખત અનુભવતો. આ વિષે મેં કોઈને કશી વાત જ નહોતી કરી, કુસુમને સુદ્ધાં નહિ. એમ પણ બનવા જોગ છે કે એ દુ:ખાવો ત્યાં રહે છે તેનું સ્પષ્ટ ભાન પણ મને તેજ વખતે થયું હોય. પણ મને એ સાચું લાગ્યું. મારી મૂંઝવણ જરા વધી. મારાથી તેને પછી એકે સવાલ ન પૂછી શકાયો. કુસુમ પણ આ વાતચીત પછી થોડીવારમાં જ શુદ્ધિમાં આવી ગઈ અને મને પાસે બેઠેલો જોઈ શરમાઈને ઊઠી ગઈ.

દોરાતાવીજ અને ભૂતાજતિની વાતો ઘરમાં સર્વત્ર થવા માંડી. જ્યાંસુધી દોરાતાવીજ લાવીને કુસુમને બાંધવામાં આવ્યાં ત્યાંસુધી તો હું કંઈ બોલ્યો નહિ. પણ જ્યારે એથી આગળ વધવાની વાત આવી ત્યારે મારે ન છૂટકે બોલવું પડયું. મેં એવા ઉપાયો લેવા દેવાની ચોકખી ના પાડી. હજી ભૂત જેવી કોઈ વસ્તુ છે એ માનવાને હું મારા મનને તૈયાર નહોતો કરી શકયો. આ

પણ હિસ્ટીરિયાનો કોઈ પ્રકાર કેમ ન હોઈ શકે? એમ મેં મારા મનને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ હકીકત તેથી વિરુદ્ધ જતી દેખાતી હતી. મારા પિતાજી સાથે મારે એ વિષે વિવાદ થયો. તેમનું એમ માનવું હતું કે ભૂત છે એ તો ચોક્કસ વાત છે પણ જેટલા પ્રમાણમાં લોકો ભૂતના વળગાડની વાતો કરે છે તેટલા પ્રમાણમાં વળગાડ નથી હોતો. પણ કુસુમને તો કંઈ વળગાડ જેવું જ હતું એવી તેમની ખાત્રી થઈ ચુકી હતી. વળગાડ દેખાયું તે રાત્રે તરલાએ તેમને ખબર આપી તે વખતે જ્યારે આંગણામાં તે નીકળ્યા ત્યારે તેમણે અને મારી માતાએ બંનેએ કંઈ ઓળા જેવું જોયું હતું. પણ તેમની વાત મારે ગળે ઊતરતી નહોતી. મારી પાસે તેમની આગળ મૂકવાને કોઈ સચોટ દલીલ હતી એવું કંઈ નહોતું. પણ ભૂત નથી એવી કેટલાક વખતથી સેવેલી મારી માન્યતાને હું વળગી રહેવા માગતો હતો. આથી મારા પિતાશ્રી કદાચ મારા ઉપર મનમાં ને મનમાં ઘણા ચીડાયા હશે. પણ પ્રગટરૂપે તેઓ તે દિવસે કંઈ બોલ્યા નહિ અને ભૂતાજતિઓના ત્રાસમાંથી કુસુમ બચી ગઈ.

૨

હજી સુધી કુસુમને મેં ભૂતનો પહેલ વહેલો વળગાડ દેખાયો તે રાત્રે શું બન્યું હતું તે વિષે કંઈજ પૂછ્યું નહોતું. તેને પૂછવું કે નહિ એનો મેં પુષ્કળ વિચાર કર્યો. અને છેવટે તેને પૂછવું જ જોઈએ એમ નક્કી કર્યું. મારા પ્રશ્નના જવાબમાં તેને જેવી આવડી અને યાદ હતી તેવી વિગત તેણે કહી. આરંભમાં તો તે રાત સંભારતાં તેના મનમાં કંઈ ભયનો પણ સંચાર થયો હશે, પણ હું તેની પાસે હતો અને આતુરતાથી તેની વાત સાંભળવા તેના સામું જોઈ રહયો હતો, એટલે તેને હિંમત આવી. તેણે કહ્યું: 'તમને પેલો દિવસ (અમે લડેલાં તે દિવસ) તો સાંભરતો હશે. તે દિવસથી મને રાત્રે ઊંઘ જ નહોતી આવતી અને જુદાજુદા

ઘણા વિચારો આવ્યાં કરતા હતા. તમે તો...ગામ ગયા હતા એટલે હું અને તરલા બહેન આ ઓરડામાં સૂતાં હતાં. મને તો કેમે કરી ઊંઘ આવે નહિ એટલે પાસાં જ ફેરવ્યાં કરું અને તેમાં ઘણી વખત રડવું આવી જાય. રહી રહીને મને એમજ થયાં કરે કે મેં મારી ભૂલ કબૂલ કરી છતાં તમે કેમ તમારી રીસ ન છોડી. મેં શું એવી મોટી ભૂલ કરી હતી કે તેને માટે તમે આવા દિવસોના અબોલા લો.' અને આવા વિચારોમાં હું ઘણી અકળાઈ જતી. કંઈ ગમે નહિ, ઊંઘ તો આંખો મીંચીને કેટલીયે વાર પડી રહી પણ કંઈ આવી નહિ. રાત ચાંદની હતી એટલે મને થયું કે લાવ જરા પાછલા ચોકમાં જાઉં. ત્યાં ચંદ્રનું સરસ અજવાળું પડી રહ્યું હતું. તરલા બહેન તો ઊંઘમાં હતાં એટલે હું એકલી જ બહાર નીકળી. પણ ત્યાં ચોકમાંયે ઊભા રહેવાનું ગમ્યું નહિ. એટલે પાછા જઈને સૂઈ જવા સિવાય બીજો રસ્તો નહોતો. હું પાછી ફરતી હતી ત્યાં એક કાળો અને ઘણો લાંબો એવો ઓળો પાછળથી દેખાયો. એ ઓળો બહુ મોટો હતો. પાછળ ફરીને તેના તરફ જોવાની તો મારી હિંમત જ ન ચાલી. ત્યાંથી હું તરત ભાગીને ઘરમાં પેઠી. હું ગભરાઈ તો એટલી બધી ગઈ હતી કે શ્વાસ ધમણની માફક ચાલતો હતો. આવીને તરત સૂઈ ગઈ. તરલા બહેનને પણ ઉઠાડવાની તે વખતે કંઈ મારી હિંમત ન ચાલી અને એમને એમ થોડી વારે મારી આંખ મીંચાઈ ગઈ. પણ સ્વપ્નામાંયે તેનો તે કાળો મોટો ઓળો દેખાયા કરે. સ્વપ્નામાં તો તે હવે ઘણો સ્પષ્ટ દેખાતો હતો. થોડીવારે તે ઓળખાવા પણ લાગ્યો. તે ઓળો કોઈ સ્ત્રીનો હોય એવો મને ખ્યાલ આવ્યો અને જ્યારે મેં ધારી ધારીને જોયું ત્યારે તેનું મોઢું મને ગુણવંત જેવું લાગ્યું. મેં તેને બીતાં બીતાં કહ્યું : 'તું અહીં શું કામ આવી છે. ચાલી જા.' પણ તેણે તો તેના લાંબા લાંબા આંગળા દેખાડીને હાથ હલાવતાં અને મને ડારતાં જવાની ના પાડી. આંગળાંઓમાંથી

આરપાર જોઈ શકાય એવાં તે પોલાં લાગ્યાં. હું ઘણી બી ગઈ. મેં બૂમ મારવાનો પ્રયત્ન કર્યો. પણ અવાજ જ ન નીકળ્યો. તરલા બ્હેન કહે છે કે 'તેં તે વખતે ચીસ પાડી હતી. પણ મને તેની ખબર નથી. હું ને તરલા બ્હેન પાછાં સૂઈ ગયાં એટલે ફરી પાછો એનો એ ઓળો દેખાયો અને મને ડરાવતો હોય તેમ ડોળા કાઢીને કહે: 'હું તો અહીંજ રહેવાની; પરણીને આવી છું' મેં પણ એને કંઈ કહ્યું. શું કહ્યું ને અત્યારે યાદ નથી અને એ પછીની બધી હકીકત તો તમે જાણો છો."

મેં પૂછ્યું: 'ગુણવંતને ને તારે ઘણી માયા હતી ખરું!'

"હા, મારા કરતાં તે બેત્રણ વરસે જ મોટી અને અમે સાથે ભણેલાં એટલે અમારાં બ્હેનપણાં ખૂબ જામી ગયાં હતાં. આવી સાલસ છોકરીની પણ તે બિચારી સુવાવડમાં મરી ગઈ, તેથી અવગતિ થઈ. પણ તે અહીં શું કામ આવે તે મને સમજાતું નથી."

"એ તો કોને ખબર! એનો જીવ અવગતે ગયો છે કે આપણો?" મેં કંઈ રહસ્યમય વાણી ઉચ્ચારી, તેમાં બિચારી કુસુમ શું સમજે? પછી મેં તેને પૂછ્યું: "હું તને પૂછું તે કહીશ?" ગુણવંતે કોઈ દિવસ મારે વિષે તારા આગળ કંઈ વાત કરી હોય તેવું કંઈ તને યાદ છે ખરું?"

આ પ્રશ્ન મેં તેને તે વખતે કેમ પૂછ્યો તેની મને ખબર નથી. અકસ્માત મારાથી એ સવાલ પૂછાઈ ગયો. કુસુમ એક ક્ષણ વિચારમાં પડી ગઈ હોય તેમ ચુપ રહી અને પછી કંઈ યાદ આવ્યાથી તેણે કહ્યું: "હા, એક વખત તે તમારા વખાણ કરતી હતી અને મને કહેતી હતી કે 'કુસુમ, તું તો બહુ ભાગ્યશાળી.' તમારું નામ દઈ તે કહે 'એ કેવા રુપાળા, રસિક અને વિચારવાન છે. એમને મેં જોયા ત્યારથી મને એમ થયાં કરે છે કે કુસુમને કેવો સારો વર મળ્યો છે?"

'તને મારા એ વખાણ સાંભળવાં ગમ્યાં તો હશે ?' મેં પૂછ્યું.

"ના, કોણ જાણે કેમ પણ તે વખતે મને તે તમારા વખાણ કરે એ ન ગમ્યું. તે તમારા વખાણ પણ ખૂબ રસ લઈને વધારે પડતા કરી રહી હતી એટલે મેં જરા ચીડાઈને જવાબ આપ્યો 'ત્યારે તું જ એમને પરણી જા.'

"હવે તો આવતા ભવે સારો વર મળે માટે તપ કરીશ અને એ તપ ફળશે ત્યારે જોઈશ' એમ કહી તેણે એક નિસાસો નાખ્યો. મારા મનમાં મને તેના પર ઘણો ક્રોધ આવ્યો. મને તે વખતે એમ થયું કે આ પારકાના ધણીની બાબતમાં અને તેમાંયે તમારી બાબતમાં એમ કેમ બોલતી હશે. અને પાછી સાથે નિસાસા પણ નાંખતી જાય છે! એને કેમ કંઈ શરમ નથી આવતી? અને હું કંઈ કહેવા જતી હતી ત્યાં તેનું ઉદાસ મુખ જોઈને મને તેની દયા આવી. વિચાર આવ્યો એમાં એણે મારું શું બગાડ્યું છે? એને બિચારીને નામજાદો ધણી મળ્યો છે એટલે મનમાં બળતી હશે, ત્યાં એ બળેલીને હું ક્યાં બાળું? એ બિચારી બીજું શું કરતી હતી? તેના ધણી સાથે તમારી તુલના કરતી હતી. આ વિચારથી તમારે માટે મને અભિમાન થયું અને મેં હસતાં હસતાં ટોળમાં તેને જવાબ આપ્યો: 'જોજે તેમની પાછળ ગાંડી ન થઈ જતી' ગુણવંતે પણ સહેજ સ્મિત કર્યું પણ કંઈ જવાબ ન આપ્યો. પછી અમે બીજી વાતોએ વળગ્યાં."

આ પછી કુસુમ એકબે વખત બેભાન થયેલી જોવામાં આવી પણ ગુણવંતે ફરી આવીને પોતે પરણીને મારા ઘરમાં આવી છે એવો પોતાનો હક જાહેર કરવાની તસ્દી ન લીધી. છતાં મારી ગરદનનો દુખાવો તેથી કંઈ ઓછો થયો નહોતો. ગુણવંત તો નહિ પણ કુસુમ જરૂર મારી કોટે વળગેલી હતી. કોટ અને ગરદન સમાનવાચી શબ્દો તો ખરાને?

લોકો માને છે એવું ભૂત હોય કે ન હોય તેની સાથે મારે કશી લેવાદેવા નથી. પણ મારા જીવનમાં તો આ ભૂત કોણ જાણે ક્યાંથી આવ્યું અને એણે અમારા કથળતા સંસારને એકકે ધક્કે કથાળી મૂક્યો. એ ભૂત–પ્રકરણે કુસુમના મગજ ઉપર જે અસર કરી તેથી તેની માનસિક નિર્બળતા દિન પ્રતિ દિન વધવા લાગી અને જ્યાં-સુધી કુસુમની તબિયત સારી ન થાય ત્યાંસુધી મારે મારો બહાર-ગામ જવાનો વિચાર માંડી વાળવો પડ્યો. પિતાશ્રીએ મારે માટે નોકરી મેળવવાના જે પ્રયત્નો આરંભ્યા હતા તેનું પરિણામ નિરા-શાજનક આવ્યું એ કહેવાની તો હવે કંઈ જરૂર નથી જણાતી. આ બધાની મારા સ્વભાવ પર પણ ઘણી ઊંડી અસર થઈ. તેમાં એક પ્રકારની કટુતા આવી અને એ કટુતાએ વળી અમારાં અત્યારના, ઘરમાં જ મર્યાદિત થયેલા જીવનમાં નવા જ પડઘા પાડવા માંડ્યા.

## પ્રકરણ નવમું

## મારી ફજેતી !

વાચક તો આરંભના પ્રકરણોમાં આવેલી મારી બાળસખી સુશીલાને ભૂલી ગયો હશે. પણ જીવનના આરંભકાળમાં જેણે મને પોતાના ચારિત્ર્યસૌરભથી મુગ્ધ કર્યો તેને હું શી રીતે ભૂલી શકું ?

સુશીલા પરણીને સાસરે ગઈ ત્યારપછી તેને વિષે મને કશા જ સમાચાર નહોતા મળ્યા. કોઈ કોઈ વખત એમ સાંભળવામાં આવતું ખરું કે તે તેને સાસરે બહુ સુખી છે, ઘરમાં કરતીધરતી થઈ પડી છે અને હમણાં હમણાં તો તેને પુત્રરત્ન સાંપડ્યું હોવાથી એનાં માન ઘણાં વધ્યાં છે. સુશીલા સુખી છે જાણી મને આનંદ થતો અને સાથે સાથે એમ પણ થતું કે 'સુશીલા જેવી પત્ની મને

મળી હોત તો હું કેટલો સુખી થાત. પણ નસીબમાં નહિ તે ક્યાંથી મળે!'

મારાં પત્નીને હિસ્ટીરિયાનું દરદ વધતું ગયું. તેને હવે ઠીક ઠીક પ્રમાણમાં 'ફિટ' આવતા હતા. અને ઘણી વખત તો એ 'ફિટ' ઘણો લાંબો વખત ટકતા હતા. આની તેની સ્મરણશક્તિ પર પણ અસર થઈ. ઘરનાં કામકાજમાં પણ પહેલાં જેવી તત્પરતા તેનામાં હવે જણાતી નહોતી. એનું પરિણામ એ આવ્યું કે ઘરમાં પણ તે અળખામણી થવા માંડી હતી.

આવે વખતે સ્વાભાવિક રીતે જ, તે મારા તરફ વિશેષ ઢળે અને મારી સહાનુભૂતિની આશા રાખે! પરન્તુ ઉપર વર્ણવી છે તેવી મનોદશામાં મારાથી પણ તેના તરફ પૂરતી સહાનુભૂતિ દેખાડી નહોતી શકાતી, અને તેથી તેને હમેશા માઠું લાગતું. તેની સહાનુભૂતિની ભૂખ તો રોજ રોજ વધતી જતી હતી. અને તે એટલી હદ સુધી પહોંચી ગઈ કે હવે તેને એમ જ લાગવા માંડ્યું હતું કે તેના તરફ કોઈ કશું ધ્યાન જ નથી આપતું, તેના ઉપર ભારે અન્યાય અને અત્યાચાર થઈ રહ્યો છે, તેને અનેક પ્રકારની પીડાઓ થાય છે પણ અમને કોઈને તે સમજવાની, સાંભળવાની અને તેનો ઇલાજ કરવાની કશી જ દરકાર નહોતી. આથી તે બહુ દુઃખી થતી અને મનમાં ને મનમાં જ બળ્યા કરતી. વખતે વખતે તે મારી આગળ તેના મનના ઊભરા પણ કાઢતી, પણ તેના આ ઊભરા મને સ્વાભાવિક નહિ પણ અસ્વભાવિક લાગતા. તેમાં કેટલીક વખતે મને અસત્યની ઝાંખી થતી તો કેટલીક વખતે અતિશયોક્તિની, અને તેથી તે સાંભળવા મને ગમતા નહિ. મોટે ભાગે આવે વખતે હું કંટાળીને તેની પાસેથી ખસી જતો. આથી તે વધારે ચીડાતી અને એ ચીડ જ્યારે તે મારી આગળ ફરી કાઢવા પ્રયત્ન કરતી ત્યારે તેમાં કડવાશ ભરેલી જણાતી. હું તેથી વધારે કંટાળતો અને મારા મનમાં પણ તેથી કડવાશ તો પેદા થવા જ માંડી હતી. અને છતાં ખૂબી તો એ હતી

કે અમે બંને આમાંનું કશું જ સમજતા નહોતા, અને અમે એકબીજાનો વાંક કાઢવા કે જોવા સિવાય બીજું કશું કરતા નહિ. એટલે એક બીજાને ભારે પણ લાગવા માંડ્યાં હતાં.

× × ×

જિંદગીમાં હું તે દિવસને કદી નહિ ભૂલી શકું! તે દિવસે હું જ્યારે ઘરમાં ગયો ત્યારે કુસુમ એક ખૂણામાં બેસી રડતી હતી. મને સ્વાભાવિક રીતે જ તેને તેનું કારણ પૂછવાનું મન થયું. પણ મારા પ્રશ્નનો તેણે કશો જ જવાબ ન આપ્યો, ઊલટું તેથી તેનું રડવાનું વધ્યું. તે જરા જોરથી રડવા માંડી. મેં તેને ફરી તેનું કારણ પૂછ્યું પણ તેનું પણ એજ પરિણામ આવ્યું. બીજી વખત જ્યારે મેં તેને પૂછ્યું અને કારણ બતાવવાનો આગ્રહ કર્યો ત્યારે તેણે છૂટી પોકે રડી દીધું અને ત્રીજે ઘેર પાડોશી સાંભળે તેમ ઘાંટો કાઢી કહ્યું, 'હવે અમારે રડવાનું જ છેને! અહીં અમારું કોણ છે કે જેને અમારું દુ:ખ સંભળાવીએ! મારાં માબાપે શું કામ અહીં મોટી કરી મને પરણાવી? ગળથૂથીમાં જ ઝેર કેમ ન દીધું કે આમ ટીપુંટીપું લોહી ચૂસાતું જાય એવા મોતમાંથી તો બચત!' આટલું બોલી તેણે ફરી 'અરે માડી રે' કરીને મોટી પોક મૂકી દીધી.

હું આવા ફારસને સારુ તૈયાર નહોતો અને મારે સારુ એ તદ્દન નવું પણ હતું. આ પોક સાંભળી લોકો આસપાસથી દોડી આવશે અને તેથી અમારા બધાની ફજેતી થશે, એ ખ્યાલે મને ક્રોધ ચઢ્યો અને મેં તેને બે તમાચા ચોડી દીધા. પણ તેથી તેનું રડવાનું ન અટક્યું. ઊલટું તે તો વધ્યું જ અને મારી ફજેતી પણ પૂરેપૂરી થઈ. ઘરના માણસો તો દોડી જ આવ્યા અને સાથે સાથે પાડોશીઓ પણ ત્યાં દોડી આવ્યા. તે બધાએ એમજ માન્યું કે મેં તેને મારી છે માટે જ તે આમ રડે છે. તે બધા મને ત્યાંથી ખેંચી દૂર લઈ ગયા. કેટલાકે મને તેને મારવા સારુ ઠપકો પણ આપ્યો. કેટલાકે મેં મારી કેળવણી લજવી છે એવો આરોપ

પણ મૂક્યો. પણ કુસુમના રડવાનું મૂળ કારણ તો કંઈ જૂદું જ હતું, મારા તમાચા નહિ, એ હું લોકોને શી રીતે સમજાવી શકું? કુસુમ તો એ સમજાવે જ શાની અને એના બીજા કોઈ સાક્ષી તો હતા જ નહિ. એથી લોકોની જે માન્યતા બંધાઈ તે દૂર કરવાનું મારી પાસે કશું સાધન નહોતું. તેમ કરવાનો ઉત્સાહ પણ નહોતો. હું આ ફજેતીથી એટલો શરમાયો કે નીચે મોંઢે ત્યાંથી બહાર ચાલ્યો ગયો. કોઈ સાથે તે વખતે તો એક અક્ષર પણ બોલ્યો નહિ.

× × ×

આજ ત્રણચાર દિવસથી કુસુમના પ્રત્યેક અંગમાં દુઃખાવો થયાની ફરિયાદ છે. કોઈ વખત હાથમાં દુખાવો થઈ આવે છે તો કોઈ વખત પગમાં, એક વખત પેઢામાં સખત શૂળ નાખી આવે છે તો બીજી વખત આખો બરડો ફાટી પડે છે. ઘણી વખત તો તે ચીસો નાખી ઉઠે છે અને એના ઉંકારા તો સતત ચાલુજ છે. મારાં માતુશ્રીએ આખો દિવસ આજે શેક ચાલુ રાખ્યો છે છતાં દુઃખાવો ઓછો થવાનું એકે ચિહ્‌ન દેખાતું નથી. ઊલ્ટું તે તો વધતું જતું હોય એમ જ લાગે છે.

આડોશપાડોશના ઘણા અનુભવી બૈરાંઓ કુસુમને જોવા ભેગાં થયાં છે. છતાં કોઈને આ દુઃખ સમજાતું નથી. વિચારવાન વૃદ્ધોની સલાહ પણ લેવામાં આવી છતાં તેઓ પણ એનું કશું નિદાન ન કરી શકયા અને કુસુમનું દરદ તો વધતું જ ગયું. આ સ્થિતિમાં સ્વાભાવિક રીતે જ બૈરાંઓ તેને ભૂતપ્રેતનો ઉપદ્રવ હોવાનું કલ્પે. અને તેમણે તેમજ કર્યું. પણ આ બાબતમાં મારો દુરાગ્રહ પણ એ બધાં જાણતા હતા તેથી ભૂવાજતિઓને હજી આમંત્રણ અપાયું નહોતું. પણ હવે તેમની ધીરજ ખૂટી હતી. તેમને દરદનો પ્રકાર સમજાતો નહોતો અને ઘરગથ્થુ ઉપાયોથી કશો ફાયદો થતો નહોતો, અને તેમની માન્યતા પ્રમાણે જો સાચેજ એ ભૂતપ્રેતનો

ઉપદ્રવ હોય તો તેમાં જીવનું જોખમ હતું. એટલે કેટલાંક સાચા(!) બોલાંઓથી સાચું (!) બોલ્યા વગર કેમ રહેવાય!

'એ આજકાલના છોકરાને શી ખબર,' અમે તો ઘરડાં થયાં પણ આટલા છોકરાઓ આવી નફટાઇ કરે એવું તો કયાંયે જોયું નથી. એ ભૂતપ્રેતને માનતો નથી એમને! અલ્યા, કોક એને મળશે અને ટોટડો પીસી નાખશે ત્યારે એને સમજાશે. એને દુનિયાનો અનુભવ કેટલો? એવો બહાદુર છે ને ભૂતપ્રેત એને જોવાં જ હોય તો જાયને રાજુપુરાની આમલીએ. રાતના બારવાગે એની બધી સગલીઓ અને સગલાંઓ ત્યાં ભેગાં થાય છે.' મણી માશી બોલી ઊઠયાં.

"એમ જ છે ભાઇ, આજકાલનાં છોકરાં, થોડું અંગ્રેજી ભણ્યા એટલે એમ માને કે બધી અક્કલ તેમનામાં જ છે. આપણે તો એમની કશી જ ગણતરીમાં નહિ. એ છોકરીને મારી નાખશે ત્યારે જ જંપશે. તે દિવસે જોયું નહિ તેને કસાઇની માફક મારવા મંડયો હતો તે! ન લાજ મળે કે શરમ." દૂર્ગા ફોઇએ કહ્યું. તેઓ કુસુમના પીએરના સગાં પણ થતા હતાં."

"અરે જવાદોની એ વાત. ઘેરઘેર માટીના ચૂલા છે. તમારો માણકો પણ કયાં જાય એવો છે. એ તો અંગ્રેજી ભણેલાં બધાં જ છોકરાં સરખાં. કોણ કોને કહે!" રમણકાકી બોલ્યાં અને તરતજ દૂર્ગાફોઇ કંઇ જવાબ આપે તે પહેલાં ત્યાંથી જરા દૂર ખસી ગયાં. દૂર્ગાફોઇ મોઢું મચકોડીને રહી ગયાં.

મેં જોયું કે હવે ચર્ચાનો વિષય કુસુમ કે તેનું દુઃખ નહોતાં અને મને ઉદ્દેશીને અને મને સંભળાય તેમ ચર્ચા ચાલુ થઇ હતી. તેમાં મારા પ્રત્યે જેટલા વ્યંગ્ય કરી શકાય તેટલાનો ઉપયોગ થતો હતો. કટુમાં કટુ ટીકા કરવાનું પણ તે ચૂકતા નહિ. મને લાગ્યું કે 'લોકમત' (!) હવે મારા વિરુદ્ધ કેળવાઇ રહ્યો છે અને જ્યારે એ લોકમત પ્રબળ થશે ત્યારે માતા તે સાંખી નહિ શકે. અને પછીથી મારું કર્યું પણ કંઇ કામ નહિ આવે. એટલે મેં તરતજ

વચમાં પડવાનું યોગ્ય ધાર્યું, અને કુસુમને દવાખાને લઈ જવાની સૂચના કરી. તરલાની સહાયથી એજ એક વ્યવહારુ અને ઉત્તમ માર્ગ હતો એમ હું ઘરમાં બધાને સમજાવી શક્યો. પાડોશીઓને તો આથી બહુ સંતોષ થયો નહિ. તેમણે કહ્યું, કે, "અમે આવો રોગ તો ક્યાંયે જોયો નથી! રોગ તે કંઈ આવા હોય! પણ એ નહિ માને. આપણે શું? સૌ પોતપોતાના કરમમાં લખેલું હોય તે ભોગવે જ, અતિશય નાસ્તિકપણું તે કંઈ સારું છે." આવી અનેક વાતો કરીને તેઓ વીખેરાઈ ગયાં.

પણ કુસુમને દવાખાને લઈ જવાનું કામ સહેલું નહોતું. ઘરડાં અને અનુભવી લોકોના ઉપર જણાવેલા અભિપ્રાયની તેના મનપર પૂરેપૂરી છાપ પડી હતી. તેને એમજ લાગવા માંડ્યું હતું કે દવાખાને લઈ જવાનું માત્ર અમારું બહાનું છે. મારે તેના દરદના યોગ્ય ઉપચારો કરાવવા નથી અને મારા દુરાગ્રહની વેદિ ઉપર તે હણાઈ રહી છે. સુધારાના અને ભણતરના અભિમાનમાં હું તેનો નાશ ઇચ્છું છું. મારી તેના પ્રત્યે કશીજ સહાનુભૂતિ નથી. હવે હું તેને જરાપણ ચહાતો નહિ હોઉં એટલે હું હવે તેની દરકાર શામાટે રાખું? તેણે એવા કંઈક લવારા કર્યા પણ ખરા પણ મેં તેના પર કશું ધ્યાન ન આપ્યું.

ડાકટર ઓળખીતા હતા, વિદ્વાન અને અનુભવી હતા અને તેમના પર મને સંપૂર્ણ વિશ્વાસ હતો. તે કુસુમને તપાસી તેનો યોગ્ય ઈલાજ કરશે એવી મને ખાત્રી હતી, એમ કુસુમને મેં સમજાવી અને એક ગાડી મંગાવી તેમાં બેસાડી દવાખાને લઈ ગયો. ડાકટરે તરત જ તેને તપાસી અને બધી વિગતો જાણી. પહેલાં તો તેમણે કુસુમને આસ્વાસન આપ્યું. રોગ કાલે હતો નહોતો થઈ જશે એવી તેને ખાત્રી આપી અને પછી તેમણે મારી સાથે વાત કરવા માંડી. તેમણે કહ્યું: 'આ પણ હિસ્ટીરિયાનો એક પ્રકાર છે. રોગી પોતાના શરીરમાં અનેક પ્રકારના દરદો કલ્પી લે છે અને એ એમજ માને

છે કે એની આસપાસનાં એનાં સગાંસંબંધીઓ એના તરફ બેદરકા
રહે છે, એની પૂરતી કાળજી રાખતા નથી, અને આ બધાં દુઃખ
એને સહન કરવાં પડે છે. આવા રોગી પ્રત્યે જેમ જેમ આપ
વધારે સહાનુભૂતિ બતાવતા જઈએ છીએ, તેમ તેમ તેનો રો
ઘટવાને બદલે વધે છે. આનો એક જ ઇલાજ થઈ શકે અને
એકે સગાંસંબંધીઓથી દૂર કોઈ એક નર્સિંગ હોમમાં રાખ
એની સારવાર કરવામાં આવે. આમ કરવાથી ઘણો ફાય
થવાનો સંભવ છે. પણ તેનો ખરચ તમે શી રીતે ઊપા
શકો. ત્યાં તો સહેજે ૩૦૦ થી ૪૦૦ માસિક ખરચ આવે. થો
વખત માટે પણ એટલું ખરચ કરવાનું તમારું ગજું નહિ. મ
ઘણી બાબતોમાં ધ્યાન આપ્યા વગર ધીરેધીરે તમે એનું મ
હલકું કરી શકો તો જોજો. દવાનો આના પર કંઈ ખાસ ઉપયો
નહિ થાય. છતાં હું દવા તો આપું જ છું. પણ એનો રોગ મો
ભાગે માનસિક હોઈ ઘરના વાતાવરણ ઉપર જ તેના મટવા
મટવાનો આધાર રહેશે. કદાચ એને કંઈ સંતતિ થાય અને એ
મન તેમાં પરોવાયેલું રહે તો આ રોગ સમૂળગો જાય ખરો."

ડાકટર પાસેથી આટલી વાત જાણ્યા પછી મારી મૂંઝવણ તો ઊલ
વધી. કોણ જાણે કેમ મારા પત્નીને પણ એની કલ્પના આવી ગ
કે ડાકટરે એના રોગને કંઈ ખાસ રોગ તરીકે પારખીને જણાવ્યો નથ
ડાકટરે રોગ મોટે ભાગે માનસિક છે એમ કહેલું તેમાંથી એણે એવો સા
કાઢ્યો કે ડાકટરના કહેવા પ્રમાણે તો તે ઢોંગ જ કરે છે. તેને તેથ
ઘણો ક્રોધ ચઢ્યો. રોગ ડાકટરથી પરખાતો નથી અને તેના પ
ઢોંગ કરવાનો આક્ષેપ થાય છે એ તે કેમ સહન કરી શકે? અ
એને પણ એક અકસ્માત કહો કે તેના મન ઉપર આ વિચારોનું દબા
વધ્યું તેથી, એના શરીરમાં ખૂબ પીડા પણ તેજ ઘડીએ થવા લાગી. એ
પોક મૂકી રડી દીધું અને એના રડવામાં વચ્ચે વચ્ચે એના દુઃખ
ફરિયાદ, મારા દુરાગ્રહ સામે ક્રોધ, ડાકટરી જ્ઞાનનું અધૂરાપણું અ

તેના પ્રત્યે એ બધામાં થતો અન્યાય વગેરે બાબતોનો ઉલ્લેખ પણ તે કરતી ગઈ અને રડતી ગઈ. હું તેની આવી રોકકળ સારુ તૈયાર નહોતો અને દવાખાનાના બધા લોકો ત્યાં આવી અમારી તરફ જોઈ તેની રોકકળ કરવાની આવી રીત અને બાઘાની જેમ તેની સામે મને ઊભેલો જોઈ તેમને કંઈક ગમ્મત પડી હોય અથવા રોજ જોવા મળતાં આવા ફારસોમાં આ પણ એક અચ્છું ફારસ હતું એ ખયાલથી હો, ગમે તેમ તેઓ અમારી તરફ જોઈ હસતાં હતાં અને મારો જીવ કપાઈ જતો હતો. તે દિવસે તો મેં એને એક બે થપ્પડ મારીને પણ ચીડ કાઢી હતી. અહીં તો તેમ પણ કરી શકાય નહિ, એટલે બધી તરફથી લાચાર બની મેં ગમે તેમ કરી તેને ત્યાંથી પાછી ઘેર લઈ આવવાનું જ યોગ્ય ધાર્યું. ઘેર પહોંચીને પણ તે દિવસે મને નિરાંત નહોતી મળી. આખો દિવસ ક્લેશમાં અને ફજેતીમાં ગયો. અને દવાખાનામાં મારી જે ફજેતી થઈ તેનું સ્મરણ કરતાં તો આજે પણ મને મનમાં ચીડ ચડે છે. જો કે હું એ તો સમજું જ છું કે એમાં કુસુમનો કશો વાંક નહોતો.

## પ્રકરણ ૧૦ મું.

## દુઃખી સંસાર (!)

સંસારમાં ક્યાંયે સુખ નથી. જ્યાં જુઓ ત્યાં દુઃખ જ ભરેલું છે. મને મારા લગ્નજીવનના શરૂઆતના દિવસોનું સ્મરણ થવા માંડ્યું. તે દિવસોમાં અમે પ્રેમ અને સુખની શી શી કલ્પનાઓ કરેલી તેનું કંઈક ઝાંખું સ્મરણ પણ થયું. અને અમારામાં કંઈક ઝઘડો થતો અથવા કંઈ ઊણપ દેખાતી ત્યારે અમે કેવી રીતે સહેલાઈથી અમારા મનને આશ્વાસન આપી શકતાં હતાં તેનો પણ ખ્યાલ આવ્યો.

પણ આજે એવું શું થયું છે કે પહેલાંના એ દિવસો સ્વપ્નવત લાગે છે ! મનને કોઈપણ રીતે આજે આશ્વાસન આપી શકાતું નથી. તે દિવસે મોટી મોટી ભૂલો પણ અમે એક બીજાની હસીને ઊડાવી દઈ શકતા હતા જ્યારે આજે ઝીણી ઝીણી બાબતો પણ મન પર કાયમની અસર મૂકી જતી લાગે છે. કોઈપણ હીણા ઉદ્દેશ વગરના વિનોદમાં બોલાયલો શબ્દ પણ હૃદય પર કારી ઘા જેવો લાગી જાય છે. આવું કેમ થવા માંડ્યું હશે ! મારી પાસે એનો કશો જવાબ નહોતો ! અને તે શોધી કાઢવા માટે વિચારવા જેટલી વિચારશક્તિ પણ નહોતી. મન જ્યારે કંટાળે ત્યારે માત્ર ચીડ ચડતી, અને એ ચીડ મારી જાત પર, પત્ની પર, કુટુંબીઓ પર અને આખા સંસાર પર ઊતરતી. જીવન નિસ્સાર જેવું લાગવા માંડતું. અને કંઈક કરવું તો જોઈએ એમ લાગતું હતું છતાં શું કરવું જોઈએ એ સમજાતું નહિ. એવી નાજુક મનની સ્થિતિમાં મને મારોજ ભય લાગવા માંડ્યો હતો.

આ અરસામાં સુશીલાનું સ્મરણ વારે વારે થતું હતું. મને થતું હતું કે એના જેવી પત્ની મળી હોત તો આજે મારી આ દશા ન હોત ! પારકે ભાણે મોટો લાડવો દેખાય છે એ કહેતી સાચે જ આજે મને લાગુ પડતી હતી. સુશીલા આજે મારી નહોતી, તે આજે પારકું ઘર શોભાવતી હતી અને તેમાં સુખસરિતા વહેડાવતી હતી; અને મારો સંસાર આમ કથળી ગયો હતો ! દુઃખની જવાળાઓ જાણે ચારે તરફથી મારા હૃદયને, મનને અને બુદ્ધિને દઝાડી રહી હતી. તેમાંથી બચવાનો મને કશો ઉપાય સૂઝતો નહતો. નિરાશાએ મને ઘેરી લીધો હતો. ઉત્સાહ તો મારામાં નામશેષ પણ નહોતો રહ્યો. અને છતાં મને જોનાર એમ જરૂર કહી શકે કે મને ખાવાપીવાનું, પહેરવા-ઓઢવાનું કશું દુઃખ નહોતું. શરીર પણ સાવ નાંખી દેવા જેવું નહિ. બાહોશ પિતાની છાયા હતી, પ્રેમાળ માતાની હૂંફ હતી

બ્હેન ભાઇઓનો મીઠો સાથ હતો. પ્રતિષ્ઠિત કુટુંબની સુશીલ ગણાતી એક કિશોરીએ મારો સ્વામી તરીકે સ્વીકાર કર્યો હતો.

આ બધું હતું છતાં હું સુખી નહોતો. કારણ હું મારા મનથી દુઃખી હતો. બેકાર હતો, કેમ કે આસપાસ કામના ઢગ પડ્યા છતાં તેમાંથી એક કામ ઊપાડી લેવાની મારામાં વૃત્તિ કે શક્તિ નહોતાં. હું લાચાર બન્યો હતો કારણકે મારામાં કશું સહન કરવાની શક્તિ નહોતી. મને મારી જાતનો જ ભય હતો તેથી આસપાસની આખી દુનિયાથી બીતો હતો. મને મારી જાત પર કંટાળો આવ્યો હતો તેથી હું આખી દુનિયા સાથે ચીડાયેલો રહેતો. ભૂતકાળનાં કેટલાંક સ્મરણો તાજાં કરીને જ આ કાળમાં હું કંઇક સુખ મેળવતો હઇશ. પરંતુ એવું સુખ એ ઝાંઝવાના જળ જેવું જ હોય ને ? એમાંથી ન ઉત્સાહ મળી શકે ન કંઈ કાર્ય કરી શકવાની પ્રેરણા. આ રીતે મારા દિવસો પસાર થઇ રહ્યા હતા. એકએક દિવસ મને યુગ બરાબર જણાતો હતો. દિલમાં ઇર્ષ્યા, દ્વેષ, ક્રોધ, મોહ આદિએ મારામાં રહેલા બીજા ગુણો સાથે દ્વંદ્વ શરૂ કરી દીધું હતું.

આ કાળમાં આપણા બધા દુઃખોનું મૂળ આપણી ગુલામીમાં છે. અંગ્રેજોએ આવીને આપણા દેશમાં બધી જાતના દુઃખો સરજાવ્યાં છે એવી જાતની માન્યતા કેટલાક આગળ પડતા લોકોમાં ચાલતી હતી. અમારા જેવા જુવાનોમાં એ બાબત હંમેશાં ચર્ચા થતી. આજની મારા મનની વિષમ સ્થિતિમાં મને પણ એમજ લાગ્યું; કે આજની અમારા જેવાની સ્થિતિનું મૂળ કારણ સાચે જ અંગ્રેજી રાજનો અમલ, તેનું ભણતર અને તેના સંસ્કારો હતાં. એમાં કેટલું સત્ય હતું તે તો આજે પણ હું નહિ કહી શકું. આજની પ્રૌઢવયે આટલા મોટા અનુભવ પછી અને સારા જેવા મારા વાંચન પછી પણ એ વિષયનો નિર્ણય કરવો એ મારે માટે મહા કઠણ પ્રશ્ન છે. એટલે એની આથી વધારે ચર્ચામાં હું નહિ ઊતરું. તેમ કરવામાં

કશો લાભ પણ નથી. છતાં એટલું ચોક્કસ હતું કે જૂની ઘરેડ અને નવા વિચારોનો પ્રણાલિભંગનો કેફ, જૂની કૌટુંબિક–સામાજિક કે આર્થિક ઘટકની રીતે–ભાવના અને આમન્યા સુસંગઠિત વ્યવહાર પર વૈયક્તિક સુખ અને આકાંક્ષાને પ્રાધાન્ય આપનાર વિદેશી વિચારોનું આક્રમણ, અને એ મંથનકાળમાં ઉછરેલાઓની, તે કાળની અસરને લીધે અનેક પ્રકારની મૂંઝવણોનો ખ્યાલ તો માત્ર ભુક્તભોગીનેજ આવી શકે. અને તે વખતની મારી માનસિક પરિસ્થિતિમાં મને ચારે બાજુના ગાઢ અંધકારમાં ક્યાંયે પ્રકાશનું એક કીરણ સરખું જોવા નહોતું મળ્યું. પત્ની મૂર્તિમાન ફજેતીરૂપે દેખા દેતી હતી. પુત્રના પ્રેમનું એકમાત્ર સ્થાન માતાપિતા તથા કુટુંબ પ્રત્યે એક પ્રકારની વિરક્તિ આવી ગઇ હતી, સમાજ ખાવા ધાતો હતો અને જે અંગ્રેજી શિક્ષા મેળવવા માટે મેં લોહીનું પાણી કર્યું હતું અને તેના પર મોટી મોટી આશાઓ બાંધી હતી તે અને તે શિક્ષણની પ્રતિનિધિ સત્તા પ્રત્યે મનમાં ભયંકર દ્વેષ ઉત્પન્ન થયો હતો.

# પ્રકરણ ૧૧ મું.

## ગૃહત્યાગ

હવે આશા તો કાંઇ બાકીજ નહોતી. નોકરી મળવાના કશા ચિહ્ન દેખાતા નહોતા. સુશીલા જેવી પત્ની મેળવવાની અભિલાષા ધૂળમાં મળી ગઇ હતી. ઘરમાં કમાતા પુત્ર તરીકેનો રૂઆબ પાડવાનો પણ હવે સંભવ દેખાતો નહતો. ઉલટું બેકાર અને નમાલા તરીકે ગણાઇ ગયેલો હોવાને કારણે કોઇ વખત ક્યાંક અપમાન ન થઇ બેસે એવી ભીતિ સદા મનમાં કાયમ રહેતી હતી. મિત્રો કોઈ ભણતા હતા કે ધંધે વળગેલા હતા એટલે તેમની પાસે જવાનું પણ ગમતું નહતું. પરિણામે મારા મનમાં જે કંઈ દ્વેષ કે ક્રોધ ઉત્પન્ન થતો તેમાં હું પોતેજ બળી રહ્યો હતો, અને એ સ્થિતિ હવે ધીરેધીરે મારે માટે અસહ્ય થવા માંડી હતી. એવામાં સરકારે 'રોલેટ' કાયદો કર્યાની વાત છાપાઓમાં આવી. તેની સામે વિરોધનો જે વટોળ ઉઠયો તેની વિગતો હું વાંચતો હતો. ગાંધીજીના સત્યાગ્રહ અને સવિનયભંગ વિષે પણ તે વખતે મને પહેલવહેલી જાણ થઈ. પણ હું એમાંનું કશું સમજતો ન હતો. "રોલેટ એકટ" અને તેના પરિણામો સમજવાની મારામાં શકિત ન હતી. મારા મુરબ્બીઓ એ વિષે વાતો કરતા ખરા, પણ તેમાં મને બહુ સમજણ પડતી નહિ. છતાં મારા મનપર એવી છાપ ચોક્કસ પડી હતી કે એ કાયદો બહુજ ખરાબ કાયદો છે, એમાં હિંદુસ્તાનની ગુલામ દશાનો દંશ પ્રત્યક્ષપણે રહેલો છે અને સરકારે તે કાયદો આ દેશપર લાદી તેના પર ભારેમાં ભારે અન્યાય કર્યો છે. પણ હજી હું આ વસ્તુ પૂરેપૂરી સમજું તે પહેલાં જલિયાનવાલા બાગ અને પંજાબના અત્યાચારોની વાત આવી. એ નાહક કરેલા હત્યાકાંડ

અને દેશવાસીઓના અપમાનની હકીકત જાણી આખો દેશ એકથી બીજા છેડા સુધી કંપી ઉઠયો, પ્રત્યેક હિંદીનું હૃદય એની તેમના પુણ્યપ્રકોપથી સળગી ઉઠયું. એની અસરથી હું પણ મુક્ત ન રહયો. એમાં રહેલી આપણી નામોશી મને સમજતાં જરાયે વાર ન લાગી. તે કાળની ઉ-તેજનામાં તણાવું સહેલું હતું. મારું મન મારા હાથમાં ન રહ્યું. અરજીઓ અને મૌખિક વિરોધ કરીકરીને થાકેલી પ્રજાને એવે વખતે ગાંધીજીએ અસહકારનો સક્રિય સંદેશો આપ્યો હતો. જાગૃતિનું એક પ્રચંડ મોજું દેશપર ફરી વળ્યું હતું. એમાં તણાવાથી કયે કિનારે નીકળાશે એની હજી સમજણ નહતી. છતાં સ્વદેશ સેવામાં કંઈ સક્રીય ફાળો આપવાની મનમાં પ્રબળ ઇચ્છા થઇ આવી. પણ તેમ કરવા માટે ઘર છોડવું આવશ્યક હતું. અત્યાર સુધી જે ઇચ્છા અતિ નિર્બળ હતી તે એકદમ અતિ પ્રબળ થઈ પડી, અને છેવટે એક રાત્રે મેં પિતાશ્રીના લખવાના ટેબલ પર નીચેનો પત્ર મૂકી ગૃહત્યાગ કર્યો.

પૂજ્ય પિતાશ્રી,

આ કાગળ વાંચી આપને દુઃખ અને આશ્ચર્ય થશે. પણ મારે સારુ બીજો કંઇ માર્ગ જ ન હતો. હું આપની સેવામાંજ ઉછરેલો હોવા છતાં મારા શિક્ષણ અને તદનુરૂપ મળેલા સંસ્કારોને લીધે મારા અને આપના વિચારોમાં ઘણું અંતર છે. હું કેટલાયે વખતથી ઘરમાં બેકાર બેસી રહ્યો છું. હવે આપના પર મારો વધારે ભાર રહે એ મને રૂચતું નથી. બીજું જલિયાનવાલા જેવા બનાવોએ મારા મન પર ઘણી ભારે અસર કરી છે. તેનાથી મારા મનમાં એકદમ ક્રાંતિ થઇ ગઇ છે એમ કહું તો ચાલે. અહીંથી જઈને હું શું કરી શકીશ તે તો હું નથી જાણતો. મને મારી શક્તિમાં બહુ વિશ્વાસ છે એવું તો નથી જ, પણ જીવન પ્રત્યે ન સમજાય એવો એક પ્રકારનો તિરસ્કાર આવી ગયો છે. આજે તે વેડફાઈ જાય એની મને ચિંતા નથી પણ દેવના ચરણમાં

પડી ફૂલ જેમ ચિમળાઈને ધૂળમાં મળી જાય છે તેમ માતૃભૂમિને ચરણે મારો આ દેહ વિલય પામે એવી મારી ઈચ્છા છે. આશા છે આપ મને આને માટે ક્ષમા કરશો. માતાજીને શોક ન કરવા સમજાવશો.

હું છું આપનો
કુપુત્ર રુદ્ર.

હા, સત્યને ખાતર મારે એક વાત અહીં કબૂલ કરવી જોઈએ કે તે વખતે મને જેમ મારા માતાપિતાનો અને કુટુંબનો વિચાર આવ્યો તેમ મારી પત્નીનો વિચારજ નહોતો. મેં તેને ન કાગળ લખ્યો, ન કશું કહ્યું. મને તેમ કરવાની કશી જરૂર જણાઈ નહિ. તેના પ્રત્યે મને પ્રેમ હતો, એક પ્રકારની આસક્તિ હતી. પણ આ વખતનું મારા મનનું આવું પરિવર્તન આશ્ચર્ય પમાડે એવું હતું, અને તે કદાચ ક્ષણિક હશે છતાં એને લીધે ઘર છોડવું મારે માટે ઘણું સરળ થઈ ગયું.

[ પ્રથમ ભાગ સમાપ્ત. ]

મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ, ભારતી મુદ્રણાલય, ખાડિયા, ગોલવાડ, અમદાવાદ. પ્રકાશક: કાન્તીલાલ ડી. ઠક્કર.

